# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઈ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી " શ્રી સયાજી બાલજ્ઞાનમાળા " રૂપે બાલોપયોગી પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ " **સૂરત** " ( ભાગ બીજો ) નામનુ પુસ્તક પ્રોફેસર મંગેશરાવ જનાર્દન પાઠકજી, એમ. એ. એલએલ. બી. એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું; તેને ઉક્ત માળામાં ૧૮૧મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા,<br>પ્રાચ્યવિદ્યા મંદિર<br>વડોદરા.<br>તા. ૧૨-૬-૧૯૪૩ | ભા. પ્ર. કોઠારી<br>ભાષાંતર મદદનીશ | જયો. મા. મહેતા<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય |

# અનુક્રમણિકા

## પ્રકરણ ૫મું

બીજે દિવસે કાળીચૌદસ અથવા નરકચતુર્દશી હોવાથી રામુકાકાએ ચિત્તરંજનને પાંચ વાગે ઉઠાડયો ને મહેમાનોને પણ વહેલાં ઉઠાડવામાં આવ્યાં. કાકાએ કહ્યું 'આ દિવસ માટે માન્યતા છે કે શ્રીકૃષ્ણભગવાને નરકાસુરને મારી નાંખી સવારે તેલ ચોળી વહેલું નાહી લીધું હતું માટે સર્વેએ આખે શરીરે અને ખાસ કરી બધા નખ પર તેલ ચોળી વહેલું નાહી જવું ને આંખે કાજળ આંજવો. ઘણે ઠેકાણે આજના દિવસને 'રૂપચૌદસ' એમ પણ કહેવામાં આવે છે.'

બિહારીલાલ વગેરે પણ શ્રદ્ધાવાળા હોવાથી એકદમ પોતે ઊઠયા ને તરલા તથા છોકરાંઓને પણ નાહીધોઈ પરવારી જવાનું તેમણે સૂચવી દીધું.

ચિત્તરંજનની બહેને સરસ ભારે સાડી પહેરી ભાત તથા મીઠાંનાં સ્વસ્તિક આકારના સાથિયા ઘરબહાર ઓટલા પાસે રસ્તા પર ચીતર્યા તે જોઈ તરલાએ આ રીતના સાથિયા પૂરવાનું કારણ પૂછયું.

ચિત્તરંજનની બહેને જવાબ આપ્યો ' કાળીચૌદસે આ

પ્રકારના સાથિયાઓ સુરતમા ઘણે ઠેકાણે પૂરવાનો રિવાજ હોય છે. ઘરમા જેટલા પુરુષ હોય તેટલા સાથિયા પૂરવા પડે અને આ શુકનની બાબત રહી એટલે ઘરમા ને ઘરમા હોઈએ તોપણ આ મુજબ ઊંચી જાતનું લૂગડું પહેરી સાથિયા પૂરીએ છીએ આ સાથિયા શોભા કરતા શુકનના વધારે છે '

આમ વાતો ચાલતી હતી ત્યા ચિત્તરંજને આવી કહ્યુ કે ' તરલાબેન, રસિકશાતા ! બધા વહેલાવહેલા તૈયાર થઈ જાઓ કેમકે હવે જોવાની જગાઓ બહુ રહી નથી પણ છૂટકછૂટક આવેલી છે એટલે હુ અત્યારે મૉટરની ગોઠવણ કરવા જાઉ છુ.'

બધા ઝડપથી તૈયાર થઈ ગયા.

મૉટરમા બેઠા એટલે ચિત્તરંજને કહ્યુ ' ગોપીપરા તથા સગરામપરા તરફ મૉટર પહેલી લેજે, છગન ! '

છગન મૉટરડ્રાઈવરે જવાબ દીધો ' શેઠ, બરાનપુરી ભાગળ પરથી આપણે રહીઆસોનીને ચકલેથી ખપાટીએ ચકલે ચાલ્યા જઈશુ '

મિહાગીલાલે પૂછ્યુ ' આ રહીઓ સોની શુ એવડો મોટો સોની છે કે એના નામ પરથી ચકલો ઓળખાય છે ? '

ચિત્તરંજને છગનને પૂછ્યુ ' અલ્યા છગન ! એ રહીઆ સોનીનો ચકલો કયો ? મે તો કોઈ દિવસ જોયો નથી ! એ સોનીની દુકાન ક્યા છે ? '

છગન બોલ્યો ' શેઠ, એ તો અસલની વાત છે. હવે

એની દુકાન શેની હોય ? પણ લોકો એમ કહે છે કે એ તાંબું, પિત્તળ વગેરે ધાતુનું સોનું બનાવી શકતો હતો એટલી એનામાં આવડત હતી.'

આમ વાત ચાલતી હતી ત્યાં મૉટર ભાગળ પરથી અંબાજીરોડના ઢોળાવ પર ઊતરી એટલે છગન બોલ્યો 'આ રહીઆ સોનીનો મહોલ્લો શરૂ થયો ! ઠેઠ બાલાજીના જાણીતા મંદિર સુધીનો બધો ભાગ આ નામથી ઓળખાય છે.'

ચિત્તરંજન કહે 'અમે તો આ રસ્તાને અંબાજીરોડ નામથી ઓળખીએ છીએ. જુઓ, આ ડાબી તરફ દેખાય છે તે ગણપતરામ ફ્રી લાયબ્રરી અને એની બાજુમાં ગણપતરામ કન્યાશાળાનું મકાન છે.'

બિહારીલાલ કહેવા લાગ્યા 'આપણે રહીઆ સોની વિષે કંઈક વધારે જાણવું જોઈએ. લ્યો, સામે ઓટલા પર પેલા ડોસા બેઠા છે ને કંઈક ઘડવાનું કામ કરી રહ્યા છે તેને પૂછો. એ ડોસા સોની જ લાગે છે.'

મૉટર તે ઓટલા આગળ આવી એટલે ઊભી રખાવી ચિત્તરંજને પેલા ડોસાને પૂછ્યું 'કાકા, રહીઆ સોની કોણ હતો તે તમને ખબર છે ? સૂરત જોનારા આ મહેમાનો જાણવા માંગે છે.'

ડોસા બોલ્યા 'રહીઓ અમારી ન્યાતનો સોની હતો. મેં તો એને જોયો નથી પણ મારા દાદા જ્યારે જુવાન હતા ત્યારે રહીઓ ઘરડો થઈ ગયો હતો એમ મારા દાદા મને

કહેતા હતા. રહીઆને થઈ ગયાને દોઢસોએક વર્ષ તો થયાં હશે એમ મને લાગે છે કેમકે સિત્તેર તો મને થયાં છે ને મારા દાદાને મરી ગયાને પચાસેક વર્ષ થઈ ગયાં. એ રહીઓ જબરો કીમિયાગર હતો ને આટલામાં જ એનું મકાન હતું પણ સંવત ૧૮૯૩ ની મોટી આગમાં આ લત્તો બધો બળી ગયો ત્યારે અહીં મોટામોટા મારવાડી શાહુકારોની હવેલીઓ હતી તે પણ તદ્દન બળી ગઈ ને તેમાં રહીઆ સોનીની હવેલી પણ નાશ પામી ! પરંતુ કોઈ પણ ધાતુમાંથી સોનું બનાવી દેનાર એ રહીઓ જબરો માણસ થઈ ગયો; ત્યાર વગર જ્યાં શ્રીમંત મારવાડીઓ રહેતા હતા તેવા મોટા લત્તાનું નામ રહીઆ પરથી પડ્યું હશે !? હવે આજે, ભાઈ ! એવા માણસ ક્યાં થાય છે ? અમારી ન્યાતની પણ હવે પડતી દશા આવી.'

નવા જમાનાને જૂના સાથે સરખાવવાની ડોસાએ શરૂઆત કરી કે ચિત્તરંજને જાણ્યું કે હવે વિશેષ આ કાકા કહી શકે એમ નથી એટલે ડોસાને ' જયજય ' કરી બધાં પાછાં મૉટરમાં ચડી બેઠાં.

બધાં નાની છીપવાડને રસ્તે બાલાજીરોડ પર આવ્યાં; ને ત્યાં આસપાસ નજરે પડતી વાણિયા, નાગર વગેરેની જબરી હવેલીઓ તરફ ચિત્તરંજને બધાંનું ધ્યાન ખેંચ્યું; હવાડિયે ચકલે થઈ ખપાટીઆ ચકલા આગળથી ડાબે રસ્તે ગોપીપરા મેઇન રોડ પર છગને મૉટર હાંકી.

ચિત્તરંજન કહેવા લાગ્યો 'જમણા હાથ પર ઘણાં

પગથિયાં ને આગળ ખુલ્લી જગાવાળું આ મોટું માળ વગરનું મકાન રાયચંદ દીપચંદ કન્યાશાળાનું છે. સૂરતની એ જૂની કન્યાશાળા છે. એ બંધાવી આપનાર બહુ મશહૂર માણસ થઈ ગયા છે—પ્રેમચંદ રાયચંદ. એ નામ તમે સાંભળ્યું જ હશે. એ જબરજસ્ત વેપારી થઈ ગયા છે અને મુંબઈમાં એક વખત એનો ડંકો વાગતો. મહાકવિ ન્હાનાલાલ એના 'નર્મદ' પરના વ્યાખ્યાનમાં લખે છે '૧૮૬૫માં પ્રેમચંદ રાયચંદે મુંબઈ-નગરીને ડોલાવી........જીવતેજીવત મુંબઈને ડોલાવનાર ત્રણઃ નર્મદ, પ્રેમચન્દ (રાયચંદ), ગાંધીજી.' મુંબઈ ગૅઝેટિયર લખે છે કે ઈ. સ. ૧૮૬૨માં પ્રેમચંદ રાયચંદ ગૂજરાતનો સૌથી મહાન માણસ હતો.

એ પ્રેમચંદ મૂળ આ ગોપીપરાના રહીશ. સ્પીસી બૅંકના સ્થાપનાર પ્રસિદ્ધ શરાફ ને 'ચાંદીનો રાજા' ગણાનાર ચુની-લાલ સરૈયા પણ આ ગોપીપરાનો મૂળ વતની.'

બિહારીલાલ બોલ્યા 'તમારા શહેરે ને તેમાં પણ આ ગોપીપરાએ તો ગજબ કરી લાગે છે! આ બંને તો હિંદ વિખ્યાત પુરુષો થઈ ગયા છે.'

ચિત્તરંજન કહે 'એ પ્રેમચંદ શેઠ દાનેશ્વરી પણ જબરા હતા. અમદાવાદમાં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, સૂરતમાં એના પિતાના નામની મોટી ધર્મશાળા, કલકત્તા યુનિવર્સિટીમાં એના નામની મોટી રકમની સ્કૉલરશીપ અને મુંબઈ યુનિ-વર્સિટીને એણે કરેલી ઉદાર મદદ એ બધી એની જાણીતી

8

સખાવતો છે. એના સુપુત્ર વિષે હું તમને કૉલેજ આગળ કહી ગયો છું; તે સર ડીકાભાઇ પ્રેમચંદે પણ મોટી સખાવતો કરી છે અને જબરી નામના મેળવી છે.'

મૉટર આગળ ચાલી જતી હતી તેને ઊભી રખાવી ચિત્તરંજન કહેવા લાગ્યો 'આ ડાબી તરફ હીરા તથા મોતી વગેરે તોળવાનો 'ધરમનો કાંટો' છે. આ ગોપીપરું હીરા તથા મોતીના વેપાર માટે પહેલાં બહુ જાણીતું હતું. હવે તો કમનસીબે 'કલ્ચર મોતી'ના તેમજ 'ઇમિટેશન'ના દાગીનાઓ ફૅશનમાં આવ્યા છે એટલે સૂરતના જૈનોનો મુખ્ય ધંધો પડી ભાંગ્યા જેવું થયું છે. આ બધો લત્તો જૈનોનો છે-સૂરતમાં એ લોકો 'શ્રાવક' કે 'ઓસવાળ' નામથી વધુ ઓળખાય છે અને એમનો ઝવેરાતનો મુખ્ય ધંધો આજુબાજુ ચાલતો હોય છે માટે હીરામોતી તોળવાનો 'ધરમનો કાંટો' આ રસ્તા પર રાખવામાં આવ્યો છે. અહીં બાજુની ગલીમાં જૈનોનું દેરું જે હાથીવાળું દેરું એ નામે ઓળખાય છે તે આવેલું છે.' મૉટર પાછી આગળ લેવડાવી.

બિહારીલાલે પૂછ્યું 'સૂરતમાં જૈનોની વસ્તી ઠીક હશે?'

ચિત્તરંજને જવાબ દેતાં કહ્યું 'હા. ઘણી વસ્તી છે ને તેમની સ્થિતિ પણ સારી છે. પહેલાં એમની આર્થિક સ્થિતિ વધુ સારી હતી. જુઓની, આ રસ્તા પર આવેલી શ્રાવકોની ઊંચી તથા મોટીમોટી હવેલીઓ પરથી તમને એમની શ્રીમંતાઈનો તો ખ્યાલ આવી જશે. આટલામાં જૈનોનાં

અપાસરાં પણ ઘણાં છે. વળી આ મહોલ્લામાં મહાવીરસ્વામી તેમજ આદીશ્વર ભગવાનનાં શહેરનાં મુખ્ય શ્રાવકમંદિરો પણ છે. સૂરતના શ્રાવકો સૂરત પડી ભાંગ્યા પછી મુંબઈ જઈને વસ્યા ને પરદેશો સાથે હીરામોતીની લેવડદેવડમાં પડયા ત્યારથી ઝવેરીઓ તરીકે પણ ઓળખાવા માંડયા. તે વખતે શરૂઆતમાં ઘણા બહુ સારૂં કમાયા ને પ્રેમચંદ રાયચંદ તથા નગીનચંદ ઝવેરચંદે મોટીમોટી સખાવતો પણ કરી. આ ડાબી બાજુ રાયચંદ દીપચંદ ધર્મશાળા દેખાય છે. સામે મગનભાઈ પ્રતાપચંદ ફ્રી લાયબ્રરી આવેલી છે. અહીં જાણીતા બરફીવાળાની દુકાન છે ને આ બાજુની ગલીમાંથી જઈએ તો ઓસવાળ મહોલ્લામાં જવાય. ત્યાં પણ શ્રાવકોની જ મુખ્ય વસ્તી છે ને તેમનાં મકાનો ઘણાં મોટાં છે. અહીંના જૈનો એકંદરે ધર્મિષ્ઠ અને સંસ્કારી છે. એમના લગ્નના તથા ધર્મના વરઘોડા બહુ જોવા લાયક હોય છે. 'વાણિયો વરઘોડે ને વોરો વેપારે' એ કહેવત આ શ્રાવક–વાણિયાઓના વરઘોડા જોઈએ ત્યારે તદ્દન સાચી લાગે છે. પંદરસત્તર તો એમાં 'સાબેલા' હોય.'

રસિકે પૂછયું 'સાબેલા એટલે શું ?'

ચિત્તરંજને જવાબ દીધો 'લગ્નના કે એવા બીજા વરઘોડામાં વરની આગળ છોકરા કે છોકરીને સરસસરસ લૂગડાં ઘરેણાં પહેરાવી ફક્ત એક કે એની સંખ્યામાં ઘોડાગાડીમાં કે મૉટરમાં કે ઘોડા ઉપર અથવા એવા બીજા કોઈ વાહનમાં

સફાઈબંધ બેસાડવામાં આવે તે દરેકને ' સાબેલો ' કહેવામાં આવે છે. દરેક 'સાબેલા' આગળ એક વાજું અથવા એક ઢોલી તથા શરણાઈની જોડી હોય છે. ખાસ કરીને જૈનોના વરઘોડાઓમાં ઘણા 'સાબેલા'ઓ હોય છે. સામાન્ય રીતે સૂરતની બધી ન્યાતોના વરઘોડાઓમાં સરસ શણગારાયેલા ઘણા 'સાબેલા' હોય છે તેમાં શ્રાવકોમાં વિશેષ. અગાઉ, લગ્ન થઈ ગયા બાદ ઘણા શ્રાવકોના વહુવરના વરઘોડા હાથી પર નીકળતા, તેમજ એમના ધર્મના વરઘોડા પણ બહુ ભપકાબંધ નીકળતા. હવે એ લોકોના મુખ્ય મોતીના ધંધામાં મંદી આવી ગઈ તેથી વરઘોડાઓના ઠાઠમાઠમાં પણ સ્વાભાવિક મંદી આવી ગઈ છે !

વળી બીજાં મોટાં શહેરોમાં જેમ વેપારીઓનું મંડળ અથવા મહાજન ખાસ દરજ્જો ધરાવે છે તેમ સૂરતમાં પણ છે. તેમજ બીજાં જૂનાં શહેરોમાં હોય છે તે મુજબ સૂરતમાં 'મહાજનનો શેઠ' તથા શહેરનો 'નગરશેઠ' એમ બે પ્રકારના મુખ્ય શેઠો રાખવાની જૂની પ્રથા છે. મહાજનશેઠ વૈષ્ણવ વાણિયા હોય છે જ્યારે નગરશેઠ જૈન વાણિયા હોય છે. મહાજનશેઠ મહાજનના પ્રમુખ તરીકે કામ કરે છે જ્યારે નગરશેઠ એ આખા નગરના આગેવાન શેઠ તરીકે ગણાય છે. આજે જે દરજ્જો મ્યુનિસિપાલિટીના પ્રમુખનો છે—શહેરના 'પહેલા શહેરી' હોવાનો—તે અસલ નગરશેઠનો હતો. આજ તો જમાના અનુસાર એ બંને 'શેઠો'નું અગત્ય ઓછું થઈ ગયું છે.

આ પ્રમાણે વંશપરંપરાથી ગણાતો પહેલા દરજ્જાનો શહેરી સૂરતમાં કંઈ જમાનાઓ થયાં જૈન રહ્યો છે તે પરથી સૂરતમાં જૈનો અસલથી કઈ સ્થિતિ ભોગવતા આવ્યા છે તેનો સારો ખ્યાલ તમને આવી શકશે. એ નગરશેઠ કુટુંબ નાણાવટમાં વડેચૌટે રહે છે ને ગોપીપરામાંથી નીકળતા લગ્નના કે ધર્મના શ્રાવકોના મોટા વરઘોડાઓ હંમેશ વડેચૌટે આ કારણસર જાય છે. વડેચૌટે બીજા જૈનો પણ રહે છે.

સૂરતમાં મારવાડી શ્રાવકોની સંખ્યા પણ સારા પ્રમાણમાં છે. અગાઉ તો ઘણી વધારે હતી પરંતુ શહેર પર આગ તથા રેલ વગેરે કુદરતી આફતો ઊતર્યા બાદ એ ઘટતી ગઈ. મુંબઈ ગૅઝેટિયર લખે છે કે 'રહીઆ સોનીના ચકલામાં મોટા મોટા મારવાડી શાહુકારો ઈ. સ. ૧૮૧૭માં રહેતા હતા પણ ઈ. સ. ૧૮૩૭ની વિનાશકારક આગમાં એમની મોટીમોટી હવેલીઓ બળી ગઈ એટલે ઘરબાર વગરના થઈ ગયલા એ મારવાડીઓ સૂરત છોડી મુંબઈ જઈ વસ્યા. આમ છતાં પણ હજુ સૂરતમાં મારવાડી જૈનોની કેટલીક શરાફી પેઢીઓ ચાલે છે તેમજ અનાજ તથા વ્યાજવટાંના ધંધાઓમાં ઘણા મારવાડીઓ નજરે પડે છે. વ્યાજે પૈસા આપનાર માણસ માટે તો સૂરત શહેર તથા જિલ્લામાં 'મારવાડી' શબ્દ સામાન્ય શબ્દ તરીકે રૂઢ થઈ પડયો છે તે પરથી અસલ એ ધંધામાં મારવાડી જૈનો કેટલા બધા હશે તેનો તમને કંઈક ખ્યાલ આવશે.

બહારના પહેરવેશ પરથી સૂરતી અને મારવાડી શ્રાવક વચ્ચે ભેદ પાડવો હોય તો એમ કહી શકાય કે અન્ય શ્રાવકો સૂરતની અસલ 'સૂરતી' પાઘડી પહેરે છે ત્યારે મારવાડી શ્રાવકો સાધારણ રીતે 'અમદાવાદી' પાઘડી પહેરે છે !'

મૉટર વારંવાર ઊભી રખાવવી પડતી હતી અને વધુ પાસેપાસેની જગાઓ આવતી હતી ત્યાં તો ચિત્તરંજન બધાંને મૉટરમાંથી નીચે ઉતારી પગે ચાલવાનું જ કહેતો હતો; એટલામાં ગોપીપરા પોલિસગેટ આવી. ગેટની સામે આવેલી કાયસ્થની વાડી મહેમાનોને બતાવવામાં આવી. બિહારીલાલે કહ્યું ' મુંબઈમાં રહેતા કેટલાક કાયસ્થોને હું ઓળખું છું; જો કે અમારા અમદાવાદમાં કાયસ્થો ખાસ જોવામાં આવતા નથી.'

તરલાએ પૂછયું ' કાયસ્થ નામની કોઈ ન્યાત છે કે શું ? તમારા સૂરતમાં કંઈ નવીનવી ન્યાતો વસતી લાગે છે !'

ચિત્તરંજને સમજાવ્યું ' મને ખ્યાલ છે ત્યાંસુધી ગૂજરાતમાં એકલા સૂરતમાંજ કાયસ્થોની મોટી વસ્તી છે. અસલ ભરૂચમાં થોડાંક કાયસ્થ કુટુંબો હતાં ખરાં. ગૂજરાત બહાર બંગાળા તેમજ ઉત્તર તથા દક્ષિણ હિંદમાં કાયસ્થો ઘણા છે ને તેમાં બંગાળના કાયસ્થો તો પ્રખ્યાત છે. કાઠિયાવાડમાં વળી બ્રહ્મક્ષત્રિયોને કાયસ્થ તરીકે ઓળખવામાં આવે છે, પણ સૂરતમાં એ બંને ન્યાતો તદ્દન જુદી છે. કાયસ્થો લગભગ વાણિયા જેવી જ્ઞાતિ છે અને વૈષ્ણવ ધર્મ પાળે છે.

સૂરતમાં એ કાયસ્થો 'વાલ્મિક' કાયસ્થ કહેવાય છે અને એમનાં ત્રણસોએક ઘર સૂરતમાં હશે ખરાં. આ 'વાલ્મિક' શબ્દ કેમ એમને માટે વપરાતો હશે એ વિષે તો પ્રોફેસર બ. ક. ઠાકોર એમના 'ઇતિહાસદર્શન'માં જે કલ્પના કરે છે કે ખરો શબ્દ 'વાલ્મિક' નહિ પણ 'વાલભી' (એટલે કે વલ્લભીપુરના) કાયસ્થ હોવો જોઈએ એ વધુ બંધબેસતું લાગે છે.

મૌર્ય તથા ગુપ્ત સમ્રાટોની સત્તા સૌરાષ્ટ્ર પર હતી તે વખતે મૂળ બંગાળબિહારના આ કાયસ્થો પાટલિપુત્રથી એ સમ્રાટોના પ્રતિનિધિ તરીકે નોકરી કરવા સૌરાષ્ટ્રમાં આવી વલ્લભીપુરમાં રહ્યા હોવા જોઈએ. વલ્લભીપુર તૂટયા પછી સૂરતની અગાઉની એકાદ જાહોજલાલીના વખતમાં વલ્લભીપુર (હાલનું વળા)થી નોકરીધંધા માટે સૌરાષ્ટ્રને સામે કિનારે પાસે આવેલા સૂરત તરફ સ્વાભાવિક રીતે એ કાયસ્થો ખેંચાયા હશે ને ત્યારથી ધીમેધીમે એમનો સૂરતમાં વસવાટ વધવા માંડયો હશે. શરૂઆતમાં એઓ 'વાલભી- કાયસ્થ' નામથી ઓળખાતા હશે પણ પછી કાળક્રમે 'વાલભી' શબ્દ સમજાવો બંધ પડયો હશે ને આપણા લોકોમાં કોઈ મોટા ઋષિમાંથી કુટુંબની ઉત્પત્તિ શોધવાની સામાન્ય પ્રથા છે એટલે 'વાલભી' ને મળતો 'વાલ્મિક' શબ્દ ચાલુ થઈ ગયો! એ 'વાલ્મિક કાયસ્થો'ની જ્ઞાતિ પણ બુદ્ધિશાળી ને ભણેલીગણેલી કોમ છે અને અસલ મુત્સદ્દી કોમોમાંની એક તરીકે એની ગણત્રી થાય છે. જૂની મુત્સદ્દી જ્ઞાતિ હોવાથી એ કોમમાં

ફારસી ભાષા જાણનારા અસલથી ઘણા હોય છે કેમકે મુગલાઈ તથા નવાબી જમાનામાં અદાલતોની ભાષા ફારસી હતી અને એ ભાષા જાણનારા હિંદુઓને રાજ્યની જુદીજુદી નોકરીઓ સહેલાઈથી મળી શકતી. નાગરો પણ એજ કારણસર ફારસી ભાષા શીખતા હતા. ગોપી પણ એથી જ મોટો અમલદાર થયલો. કાયસ્થો પણ મુગલાઈના કાળથી પોતાની ચાલાકી, મુત્સદ્દીપણું અને ફારસીના જ્ઞાનને લીધે આગળ વધી ગયા. અગાઉના એ જમાનામાં સત્તા ભોગવી ગયલા કુટુંબોના અમલદારી ઓદ્ધા મુજબ કાયસ્થોમાં આજે પણ કાજી, મુનશી, મુનસફ, મજમુદાર તથા દોલતજાદા વગેરે અટકો સચવાઈ રહી છે. એ જ્ઞાતિની સ્ત્રીઓ પણ ભણેલી, ચતુર અને વ્યવહારકુશળ હોય છે. સૂરતમાં 'નાગર કાયસ્થ' શબ્દ આ બે ઊંચી જ્ઞાતિઓને સરખી મુત્સદ્દી જ્ઞાતિ ગણી વારંવાર સાથે બોલવામાં આવે છે.

મુંબઈ યુનિવર્સિટીના શરૂઆતના બી. એ. થનારા ગૂજરાતીઓ સૂરતના હતા. ઈ. સ. ૧૮૬૩માં નગીનદાસ મારફતીઆ નામના સૂરતના વાણિયા પહેલા બી. એ. થયા. ઈ. સ. ૧૮૬૪માં ગૂજરાતની હિંદુ મુત્સદ્દી કોમોમાંથી સૌથી પ્રથમ બી. એ. થવાનું માન મેળવનાર મનસુખલાલ મુગટલાલ મુનશી નામના કાયસ્થ હતા. એમ કહેવાય છે કે એ બી. એ. નો અભ્યાસ પૂરો કરી વહાણમાં બેસી મુંબઈથી સૂરત આવ્યા (તે વખતે મુંબઈ ને સૂરતની વચ્ચેની મુસાફરી વહાણમાં ચતી) ત્યારે ટોળેટોળાં માણસો બી. એ. થયલો માણસ કેવો

દેખાતો હશે તે જોવા તાપીકિનારે ભેગાં થયાં હતાં ! સૂરતના જાણીતા મોદી કુટુંબના કેખશરુ એદલજી અને પ્રખ્યાત હિંદી આગેવાન સર ફીરોજશાહ મહેતા પણ એજ વર્ષમાં બી. એ. થયા હતા. એ મનસુખલાલે કાયસ્થની આ વાડી બંધાવી.

એજ કાયસ્થ જ્ઞાતિના અને મુંબઈની હાઈકોર્ટના એક વકીલ–નાનાભાઈ હરિદાસ–એ હાઈકોર્ટના પહેલા હિંદી જજ–નિમાયા હતા. એઓ સૂરતના વતની હતા અને આ ગોપીપરામાં અહીં પાસે જ એમનું મોટું મકાન આવેલું છે. સૂરતના કાયસ્થો યુનિવર્સિટી કેળવણીમાં અને હાઈકોર્ટની વકીલાતમાં આ મુજબ અસલથી મોખરે રહ્યા છે.

ગૂજરાતમાં અસલ મુત્સદ્દી જ્ઞાતિઓ ત્રણ ગણાય છે– નાગર, કાયસ્થ અને બ્રહ્મક્ષત્રિય–એ ત્રણે જ્ઞાતિઓ એકલા અમારા સૂરતમાં જ છે. કાઠિયાવાડમાં મુખ્યત્વે નાગરો જ એ ત્રણમાંથી છે, અમદાવાદમાં નાગરો અને બ્રહ્મક્ષત્રિયો નજરે પડે છે ને ભરૂચમાં એકલા બ્રહ્મક્ષત્રિયો ને પાટણ તથા વડોદરામાં વળી એકલા નાગરો જ મળી આવે છે. '

ગોપીપરા ગેટથી આગળ મોટી સડકે જઈ ચિત્તરંજને બધાંને એક પહોળા ખાંચામાં વાળ્યા ને કહેવા માંડયું ' આ ખાંચો કિરપારામ મહેતાનો ખાંચો એ નામથી ઓળખાય છે. મારા પિતાનું મોસાળ આ મહોલ્લામાં છે. મારા પિતાની સાથે હું અહીં નાનપણમાં આવતો ત્યારે મારા પિતાના ઘરડા મામાએ નાગરજ્ઞાતિના કિરપારામ મહેતાની વાત કરેલી તે

હજુ મને યાદ છે. કિરપારામનો જન્મ ઈ. સ. ૧૭૫૧માં થયો હતો. સૂરતની નવાબી ઈ. સ. ૧૮૦૦માં લઈ લેવામાં આવી ત્યારે સૂરતના નવાબ નસિરૂદ્દીન હતા અને નવાબના દીવાન આ નાગર કિરપારામ મહેતા હતા. કંપની સરકાર અને નવાબ વચ્ચે અનેક વાટાઘાટ બાદ એ વખતે કોલકરાર થયા તે મુજબ નવાબનો ખિતાબ ચાલુ રાખવો અને વાર્ષિક એક લાખ રૂપિયો તેમજ ખર્ચ બાદ જતાં રહેતી શહેરની આવકનો પાંચમો ભાગ નવાબને આપવો એમ નક્કી કરવામાં આવ્યું. એના બદલામાં શહેર ઉપરની તમામ સત્તા અંગ્રેજોએ મેળવી. આ સર્વ વ્યવસ્થામાં નવાબ તરફથી મુખ્ય ભાગ લેનાર કિરપારામ હતા તેને અંગ્રેજો તરફથી વંશપરંપરાનું ત્રણુંસો રૂપિયા માસિક સાલિયાણું બાંધી આપવામાં આવ્યું જે હજુ એના વંશજોને મળ્યું જાય છે. કિરપારામના બાપ મયારામ પણ સૂરતના નવાબોના સત્તર વર્ષ સુધી દીવાન હતા. એ પિતાપુત્ર બંને ફારસી ભાષા પણ સરસ જાણતા હતા. મયારામની માફક કિરપારામે પણ લાંબો વખત સૂરતની દીવાનગીરી ભોગવી હતી.

આ બાજુ ભવ્ય વિશાળ મકાન દેખાય છે તે ગોરા રામજીનું મંદિર છે. આપણે દર્શન કરવા જઈ આવીએ એટલે મંદિરની અંદરની શોભા પણ કેટલી ભપકાદાર છે તે આપણને તરત દેખાઈ આવશે. વળી આ મંદિરનું સમારકામ તથા રંગરોગાન હાલ થોડા વખત થયાં જ કરવામાં આવ્યું છે. રામનવમીને દિવસે અહીં મેળો ભરાય છે.

હવે પાસે આવેલા મોળેશ્વર અથવા મૌલીશ્વર અર્થાત્ ચંદ્રમૌલીશ્વર મહાદેવના પણ દર્શન કરી લઈએ. સૂરતમાં મહાદેવનાં બે મુખ્ય મંદિર તેમાંથી આપણે બાલાજીરોડ પર આવેલું કાશીવિશ્વનાથનું મંદિર જોઈ લીધું. તે મંદિરની માફક આ મોળેશ્વર મહાદેવ પણ ભોંયરામાં રસ્તાની જમીનથી આસરે પંદર ફૂટ નીચાણમાં આવેલા છે. જૂના જમાનાની લૂંટફાટથી બચવા આ મુજબ ભૂગર્ભમાં શિવલિંગો રાખવાની પ્રથા પડી હતી એમ કહેવાય છે.

આ મોળેશ્વર મહાદેવના મહોલ્લામાં અસલથી ઘણા વેદપાઠી વિદ્વાન બ્રાહ્મણો વસે છે.'

ત્યાંથી બધાં સૂરતમાં પ્રસિદ્ધ સાધુ નિર્મળદાસને મંદિરે દર્શન કરવા ગયા. ચિત્તરંજન કહેવા લાગ્યો 'નિર્મળદાસની નામના આ શહેરમાં સારી છે. એમણે સો વર્ષથી વધુ આયુષ્ય ભોગવ્યું હતું એમ માનવામાં આવે છે. એમનાં રચેલાં ભજનો ગૂઢ અર્થવાળાં હોય છે ને હજુ આજે પણ મંદિરોમાં ગવાય છે. એમની ગણત્રી ચમત્કારી સાધુ તરીકે થતી.'

અહીં બિહારીલાલે પૂછ્યું 'ચિત્તરંજનભાઈ, તમારા કાકા કહેતા હતા તે ગોપીતળાવ પણ હાલ જેવી સ્થિતિમાં હોય તેવું પણ આપણે જોવું છે માટે તે પણ બતાવશો.

ચિત્તરંજન બોલ્યો 'એ તમે ઠીક યાદ દેવડાવ્યું ! કાકાના કહેવા પ્રમાણે એ આટલામાં જ હોવું જોઈએ.'

રસ્તામાં કોઈ વૃદ્ધ માણસને પૂછી બધાં ગોપીતળાવની

જગા જોવા સંઘાડિયાવાડ મૂકીને અગ્નિદિશા તરફ વળ્યાં. ગોપીતળાવની પશ્ચિમ બાજુમાં આવેલી નવ સૈયદ પીરની મસીદ અને નવ શહીદની દરગાહ પણ બધાંએ જોઈ. એક જાણકાર ભાઈ ત્યાં ઊભા હતા તેણે કહ્યું કે ' એમ કહેવાય છે કે આ નવ સગા ભાઈઓ હતા ને લડાઈમાં મરાયા હતા. નવસારીથી ઠેઠ સૂરત સુધી એ ભાઈઓ લડતાલડતા આવ્યા હતા એમ પણ મનાય છે. એ નવ સૈયદ કે નવ શહીદની નવ કબરો અહીં છે તે પરથી જ આ લત્તો નવસારી બન્દરના નામથી ઓળખાય છે અને નવસારી ગામનું નામ પણ એ પરથી પડયું છે એમ ઘરડાઓ કહે છે. આ જગાએ દર વર્ષે મેળો ભરાય છે.'

જરા આગળ ચાલી ચિત્તરંજને કહ્યું ' જુઓ, આ બધી વિશાળ જગા અસલ તળાવની લાગે છે. આજે અહીં લોકોની વાડીઓ છે ને કેટલાક લોકો અહીં ખેતી પણ કરે છે. કાકાના કહેવા પ્રમાણે જ્યાં મોટું જબરદસ્ત તળાવ પહેલાં હતું તેનું આજે આટલું જ અવશેષ રહ્યું છે ! કાકાના કહ્યાથી મેં બોમ્બે ગૅઝેટિયરમાં પણ આ તળાવ બાબત વાંચી જોયું. પુસ્તકમાં એ લખ્યું છે કે ૧૭મી સદીમાં સૂરત આવનાર દરેક મુસાફરે આ તળાવના વખાણ કર્યાં છે. આ જબરજસ્ત તળાવથી સૂરતની પાણીની જરૂરિયાત પૂરી પડતી અને મહાન રોમન સામ્રાજ્યને પણ શોભે એવું એનું બાંધકામ હતું એવો એક મુસાફરનો મત ગૅઝેટિયરમાં આપેલો છે. હવે તો એ તળાવ બિસમાર હાલતમાં આવી ગયાને પણ ગૅઝેટિ-

ચર લખે છે તે પ્રમાણે બસો વર્ષ ઉપર થઈ ગયાં. અહીંના પથ્થરો શહેરની બહારની દીવાલ અથવા 'આલમપનાહ' (જગતનો રક્ષક) બાંધવાના ઉપયોગમાં સુરતના સૂબા હૈદર-કુલીખાને ઈ. સ. ૧૭૧૭માં લીધા.

આમ ધીમેધીમે એ તળાવ તદ્દન નષ્ટ થઈ ગયું ને આજે આપણે અત્યારે જોઈએ છીએ તે શોચનીય સ્થિતિમાં એ આવી પડ્યું છે. એ નાશ પામ્યું એટલે અંશે ગોપીએ પોતે બંધાવેલું પોતાનું સ્મારક પણ નાશ પામ્યું છે.

ગોપીતળાવ નષ્ટ થયા બદ્દલ દિલગીર થઈને સર્વે પાછાં ફર્યાં.

પાછા ફરતાં આડો જતો એક મોટો રસ્તો આવ્યો એટલે બિહારીલાલે પૂછ્યું 'આ રસ્તો કઈ તરફ જાય છે?'

ચિત્તરંજને જવાબ આપ્યો 'એ રસ્તે જતાં આપણે બરહાનપુરી ભાગળ સુધી સીધા જઈ શકીએ છીએ. આ રસ્તો કોટસફીલના નામથી ઓળખાય છે. ઈ. સ. ૧૬૮૧માં મરાઠા હુમલાઓથી શહેરનો બચાવ કરવા જે 'શહેરપનાહ' કોટ (શહેરનો રક્ષક) બંધાયો હતો તે અસલ કોટને ફરતી આ ખાડી છે તે પણ છેક ભાગળ સુધી ને તેથી પણ આગળ ઠેકઠેકાણે આપણને શહેરમાં ફરતાં દેખાઈ આવે છે. શહેરના એ નાના કોટની બાજુએ અથવા લગોલગ આવેલો રસ્તો 'કોટસફીલ'ને નામે આ કારણસર ઓળખાય છે.

એ રસ્તે આપણે જવું પડશે પણ તે પહેલાં આપણે સગરામપરા સુધી જરા જઈ આવીએ.

આ બજાર નવસારી બજાર અથવા નવસારી ભાગળ તરીકે શહેરમાં ઓળખાતું બજાર છે. અહીં હવે બે મુખ્ય રસ્તા સામે ફંટાતા દેખાય છે ને વચ્ચે 'સગરામપરાની પથ્થરની પૂતળી' જુઓ સામે નજરે પડે છે.'

સગરામપરાની શેરીઓમાં ફર્યા બાદ બધાંએ ચોકડીઆ હનુમાન તથા કબીરજીના મંદિરમાં દર્શન કરી લીધાં.

ત્યાંથી પાછા ફરી નવસારી ભાગળને રસ્તે ઝડપથી મૉટર દોડાવી ગોપીપરા પોસ્ટઑફિસ તથા સંઘાડિયાવાડ તરફ જવાના નાકાં આગળથી ડાબી બાજુએ મૉટર ગોપીપરાની હોરવાડ બાજુ લેવડાવી ચિત્તરંજને 'વેટ્રિનરી હૉસ્પિટલ' અથવા પશુ દવાશાળા બતાવીને કાજીનું મેદાન, કાજીની મસીદ તથા કાજીનો મીનારો પણ સર્વેને દેખાડી દીધાં. 'આ બધો ભાગ બડેખાંનો ચકલો એ નામે ઓળખાય છે ને પાસેનો લત્તો આસુરબેગના ચકલા તરીકે ઓળખાય છે' તે ચિત્તરંજને મહેમાનોને જણાવી દીધું ને પછી કહ્યું:—

'આસુરબેગના ચકલામાં અસલ નવાબનો મહેલ અથવા જૂનો દરબાર હતો,' ને પછી ઉમેર્યું કે 'આપણે હવે અહીંથી વલંદાવાડ તથા દેસાઈ પોળને રસ્તે થઈ ઘેર જઈશું. આ બધો લત્તો સરકારી સિવિલ હૉસ્પિટલની પાછળ આવેલો છે. આ બાજુનો ભાગ બડેખાંના ચકલા તરીકે ઓળ-

ખાય છે. આ ખડેખાંના ચકલાની મધ્યમાં અસલ ડચ યાને વલંદાઓની કોઠી અમુક વખત સુધી હતી તેથી આને 'વલંદાવાડ' કહેવામાં આવે છે. ડચ કોઠીનું મકાન આખા સૂરતમાં સૌથી સરસ બાંધકામવાળું અને હવાઉજાસવાળું લાંબા વખત સુધી ગણાતું હતું. ઈ. સ. ૧૭૬૨માં એ આકર્ષક મકાનને સૂરતના નવાબે લાંબો વખત ઘેરો ઘાલ્યો હતો. વલંદાઓ આખરે હાર્યા ને અહીંનું રોનકદાર મકાન છોડી હાલ જે ભાગને ડચરોડ તથા નાનપરાનો ભાગ કહેવામાં આવે છે તે ભાગમાં જઈ વસ્યા. વલંદાઓએ પોતાના એ નવા વસવાટ આગળ નાનું પરું વસાવ્યું તેથી એ લત્તો આજે પણ નાનપરા તરીકે ઓળખાય છે. હવે આ 'વલંદાવાડ' નામ ધીમેધીમે ઘસાતું જાય છે.'

આમ વાત ચાલતી હતી ત્યાં મૉટર ખડેખાંના ચકલાથી દેસાઈપોળ આગળ આવી પહોંચી. અસલ સરકારી હાઈસ્કૂલ જે હવે સરકારી ટ્રેનિંગ કૉલેજમાં ફેરવાઈ ગઈ છે તેનો પાછળનો ભાગ દૂરથી દેખાતો હતો તે તરફ ચિત્તરંજને બધાંનું ધ્યાન ખેંચ્યું. નાકાં પર દેખાતા એક મોટા પુરાણા મકાનને બતાવી એ બોલ્યો 'આ અસલ અબ્દુલ્લા બેગની હવેલી તરીકે ઓળખાતું ને એમાં અગાઉ 'બાંમ્બે બેંક' બેસતી. બાજુમાં પહેલાં ડિસ્ટ્રિક્ટ બોર્ડની ઑફિસ હતી. બેગની હવેલી પાસે પારેખ ટેકનિકલ સ્કૂલ માટેનો વધારાનો ભાગ હમણાં જ નવો બંધાયો.

દેસાઈપોળ તરફ મૉટર હંકારી એક નવા બંધાયલા

ભવ્ય અને વિશાળ મકાન આગળ આવી તેને અટકા ચિત્તરંજન બોલ્યો 'સૂરતના થિયૉસૉફિસ્ટોએ મિસિઍનીબીસંટના માનમાં આ મોટો હૉલ પાંચેક વર્ષ પર બંધાવ્યો છે ને એ 'બીસંટ હૉલ' તરીકે શહેરમાં ઓળખાય છે. ટૂંકા વખતમાં આખા શહેરના જાહેર હૉલ તરીકે એનો ઉપયોગ ખૂબ ચાલુ થઈ ગયો છે ને અંદર સગવડ પણ સારી છે. પગથિયાં ચડી બધાં હૉલમાં પેઠાં એટલે બિહારીલાલે પૂછ્યું ' સૂરતમાં થિયૉસૉફિસ્ટોની સંખ્યા ઘણી છે કે ?'

ચિત્તરંજને જવાબ દીધો 'આ શહેરમાં એમની સંખ્યા ઘણી મોટી તો નથી પણ જે થોડા છે તે ઘણા સંસ્કારી અને સુશિક્ષિત છે. સૂરતની થિયૉસૉફિકલ સોસાયટીમાં કેટલાક નાગરો, થોડાક કાયસ્થો ને થોડાક પારસીઓ આગળ પડતો ભાગ લે છે ને આખા વર્ષ દરમ્યાન એમની સારી, સંગીન પ્રવૃત્તિ ચાલતી હોય છે.' 'બીસન્ટ હૉલ'માંથી નીકળી તેની પાસે આવેલું એક મોટું વિશાળ મકાન બતાવી ચિત્તરંજન બોલ્યો ' આ ઠેકાણે ભારતસેવાસંઘ તથા હિંદુ મીલન મંદિરની કેટલીક પ્રવૃત્તિઓ હાલ ચાલે છે.'

પાછી મૉટર આગળ ચલાવી. થોડી વારમાં સાર્વજનિક મિડલસ્કૂલ, છોકરીઓનું ભણવાનું પ્રસિદ્ધ 'મહિલા વિદ્યાલય' તથા એ બેની પાછળના ભાગમાં આવેલી જૈન હાઈસ્કૂલ એ ત્રણે કેળવણીની જાણીતી સંસ્થાઓ એ રસ્તામાં આવતાં તે પણ ચિત્તરંજને બતાવી દીધી, ને કહ્યું '.કેટલાંક વર્ષો પર

આ બધો ભાગ તદ્દન ઊજડ હતો તે હવે મોટાં, વિશાળ નિશાળોનાં મકાનોથી શોભી રહ્યો છે.'

ત્યાંથી પાણીની ભીંતને રસ્તે મૉટર લેવડાવી જમણે હાથે નાગરફળિયા તરફ બધાં વળ્યાં. સીધે રસ્તે ખપાટીઆ ચકલે જતાં ચિત્તરંજને બંને બાજુ આવેલાં મંદિરો તેમજ મોટાં મકાનો તરફ મહેમાનોનું ધ્યાન ખેંચ્યું ને હવાડીઆ ચકલાથી અંબાજીરોડને રસ્તે સીધી મૉટર હંકાવી. અંબાજીનું સુપ્રસિદ્ધ મંદિર આવ્યું એટલે એ બોલ્યો 'પરમદિવસે બેસતું વર્ષ છે તે વખતે આ રસ્તો માણસોથી ઊભરાઈ જશે એટલાં માણસ અહીં અંબાજીમાતાનાં દર્શને આવશે.'

વાડીફળિયા તરફ મૉટર વળી એટલે આસપાસની શેરીઓનાં નામ ચિત્તરંજન જણાવવા લાગ્યો. કોટસફીલ રોડ આવ્યો એટલે ચિત્તરંજને યાદ દેવડાવ્યું કે 'નવસારી ભાગળથી જે સીધી સડક ખાડીની લગોલગ ચાલી આવે છે તેજ આ સડક અને ખાડી. આ ખાડી પરનો પુલ ઓળંગ્યો એટલે નવાપરા શરૂ થાય છે. આપણે એ રસ્તેથી હવે ઘેર પહોંચી જઈશું.'

ઘેર પહોંચ્યા ત્યારે જમવાનું તૈયાર થઈ ગયું હતું. કાળીચૌદસ હોવાથી મહેમાનો માટે સરસ ખીર તથા ઊનાં ઊનાં વડાં બનાવવામાં આવ્યાં હતાં એટલે બધાંએ તરત જમી લીધું.

ચિત્તરંજને જમતાંજમતાં સમજાવી દીધું કે 'હવે

બહુ થોડું સૂરત જોવાનું બાકી રહ્યું છે અને આજે રાત્રે આપણે સૂરતની ઇતિહાસવાર્તા સાંભળવા વધારે જાગવું પડશે માટે અત્યારે બધાં થોડાથોડા આરામ લેશો તો ઠીક થઈ પડશે.'

આરામ લીધા બાદ ઊઠીને સાંજે પાંચેક વાગે બધાં પાછાં મૅાટરમાં નીકળ્યાં. હરિપુરાથી કરવારોડ પર થઈ આગળ જવા માંડયું કે ચિત્તરંજન બોલ્યો ' આ કરવારોડનો રસ્તો કેવો સીધો ને વિશાળ છે તે જુઓ. અહીં મોટામોટા મારવાડી શ્રાવકોની જબરી ભરાઉ પેઢીઓ આવેલી છે. હવે આ બાજુ દેખાય છે તે શહેરમાં જાણીતી મસ્કતી હૅાસ્પિટલ છે. મસ્કતીશેઠ એક શ્રીમંત સખાવતી વહોરા ગૃહસ્થ હતા. હવે આ તરફ મુખ્યત્વે બધી શિયા વહોરાઓની વસ્તી છે. એ વહોરાઓને કેટલીક વખત 'લોટિયા' વહોરાઓ પણ કહેવામાં આવે છે. 'લોટિયા' એ શબ્દ લોહહટીઆ–લોખંડ વેચનારા–એ પરથી અપભ્રંશ છે.

આ વહોરાઓ મોટે ભાગે જબરા વેપારીઓ છે ને એમાંનો ઘણો વર્ગ સારા શ્રીમંતોનો છે. આપણે એમનાં વિશાળ જબરજસ્ત મકાનો જોઈશું એટલે એ બાબતની ખાતરી થશે.

તે પહેલાં આ બજાર આવ્યું તે વિષે હું તમને કંઈક કહું. આ બજારને ઝાંપાબજાર અથવા એકલા 'ઝાંપા' (દરવાજો) તરીકે લોકો ઓળખે છે. શહેરના નાના કોટની દીવાલ બંધાઈ તે પહેલાં ઈ. સ. ૧૬૬૪માં શિવાજી સૂરત પર ચડાઈ

લઈ આવ્યો ત્યારે એક કાચી કામચલાઉ વાડ શહેરના બચાવ માટે ઊભી કરવામાં આવેલી હતી ને તે વાડમાં આ જગાએ એકજ દરવાજો અથવા ઝાંપો રાખવામાં આવ્યો હતો. જુઓ અત્યારે સાંજને વખતે અહીં કેટલી ભીડ છે ?'

ચિત્તરંજને પછી મુલ્લાંજીસાહેબની દેવડી તથા મસીદ બાજુ મૉટરને ફેરવાવી. ચિત્તરંજન બોલ્યો,

'આખા હિંદુસ્થાનમાં જ્યાંજ્યાં દાઉદીશિયા વહોરાઓ છે તે સર્વેના વડા ધર્મગુરુ જે મુલ્લાંજીસાહેબ તરીકે આખા દેશમાં પ્રસિદ્ધ છે તેઓનો મહેલ તથા મુખ્ય મુકામ સૂરતમાં છે ને તેમની ગાદી પણ અહીં સૂરતમાંજ છે. આ રીતે પણ સૂરત હિંદમાં એક પ્રકારની વિશિષ્ટતા ભોગવે છે ને શિયા વહોરાઓ માટે તો એ પવિત્ર સ્થાન છે. એ મુલ્લાંજીસાહેબની દેવડી તથા મસીદ આ ઠેકાણે છે, ને તેથી વહોરાઓ પણ મોટા જથામાં અહીં રહે છે.

હવે આપણે વહોરવાડમાં મૉટરની ઉપલી હુડ ખુલ્લી મૂકીને ફરી આવીએ. સૂરતના વહોરાઓનાં મકાનો બહુ ઊંચા, સુશોભિત ને જોવા જેવાં છે. ઈંટથી મજબુત બંધાયલાં ને પાંચપાંચ માળ ઊંચાં એ મકાનો જેવાં સૂરતમાં બહુ ઓછાં મકાનો નજરે પડે છે.'

વહોરવાડના જુદાજુદા મહોલ્લાઓમાં નજરે પડતાં ભવ્ય મકાનો જોઈ મહેમાનો સૂરતના વહોરાઓની જાહોજલાલીનાં વખાણ કરવા લાગ્યા.

વહોરાઓનાં મહેલો જેવાં મકાનો જોઈ ઝાંપાબજારમાંથી મૉટર આગળ વધી ને ચિત્તરંજને નવાબના જૂના વિશાળ મહેલો બતાવ્યા. નવાબની બંને વાડીઓના કારભારી ચિત્તરંજનના ન્યાતીલા હોવાથી તેમને મળી ચિત્તરંજને નવાબ સાહેબોના મોટા કમ્પાઉન્ડોમાં પણ મૉટર લેવડાવી ને નવાબી મહેલો બહારથી બતાવી દીધા. સૂરતના નવાબોની અસલ જાહોજલાલીના અવશેષ રૂપ એ મહેલો નિહાળી બધાંને સંતોષ થયો.

બિહારીલાલે પૂછ્યું ' બંને વાડીઓમાં નવાબ ખાનદાનના વંશજો હાલ પણ રહે છે ખરા ? '

ચિત્તરંજને કહ્યું ' જરૂર. સૂરતના છેલ્લા નવાબ મીર અફઝુલુદ્દીન ઈ. સ. ૧૮૪૨માં ગુજરી ગયા અને તેમનો કોઈ પુરુષવંશજ ન હોવાથી નવાબનો ખિતાબ તથા દરજ્જો તે દિવસથી બંધ પડયો છે. પરંતુ એની દીકરી અને તેની બે દીકરીઓના વંશમાં થયલા વંશજો અને તેમનાં કુટુંબો આજે આ બે વાડીઓમાં રહે છે અને સૂરતના જાહેરજીવનમાં પોતાનાથી બનતો ફાળો આપે છે. મુંબઈના ગવર્નર સૂરતની મુલાકાતે આવે છે ત્યારે તેમને હંમેશ નવાબકુટુંબ તરફથી આ વાડીઓમાં ગાર્ડનપાર્ટી આપવાનો રિવાજ છે. તાબૂત નીકળવાની આગલી રાતે–કતલની રાતે–તાબૂતનાં મોટાં સરઘસો આ વાડીઓમાં બેઠેલા નવાબના કુટુંબીઓને તાજિયાં બતાવવા અહીં આગળથી અચૂક પસાર થવાનાં. બ્રિટિશ સરકાર તરફથી

નવાબખાનદાનની જુદીજુદી વ્યક્તિઓને ખિતાબો તેમજ પેન્શનો આપવામાં આવે છે અને આ ઊંચા પ્રતિષ્ઠિત કુટુંબનો મોભો હજી સૂરતમાં સારો જળવાઈ રહ્યો છે. આ સામે બાજુ છેલ્લા નવાબના જમાઈ જાફરઅલીના નામ પરથી કાઢેલી જાફરઅલી મિલ આવેલી છે.'

અહીં બિહારીલાલે પૂછ્યું 'તમારા સૂરતમાં કેટલી મિલો હશે?'

ચિત્તરંજને જવાબ દીધો 'અમારા શહેરમાં કમનસીબે કાપડની મિલો ખાસ સફળ થતી નથી એ દુઃખદ બિના છે. છૂટકછૂટક પ્રયત્નો અસલની એકબે મિલોને ફરી ચલાવવાના થાય છે પણ તે બહુ થોડા ફળીભૂત થયા છે! પરંતુ સૂરતમાં ઈલેક્ટ્રિક પાવર આવી ગયો ત્યારથી ખત્રી તેમજ કણબી અને અન્ય વસ્તીએ જુદાજુદા પ્રકારના સંચાઓ વસાવી સૂતર કાઢવાનાં તથા રેશમના તાર કાઢી તેમાંથી રેશમી કાપડનું વણાટ વધારવાના કારખાનાંઓ ઠેકઠેકાણે શહેરમાં સ્થાપી દીધાં છે. એક વેપારીએ મને એક દિવસ વાતમાં કહ્યું હતું કે 'ભાઈ! સૂરતના મુખ્ય ધંધાઓ કયા તે જાણવા હોય તો 'સૂરત' એ ત્રણજ અક્ષર પર કલ્પના કરોઃ 'સૂ' એટલે સૂતર, 'ર' એટલે રેશમ અને 'ત' કહેતાં તાર! સૂતર, રેશમ અને જરીનો તાર એ ત્રણ ચીજો પર પોતાની મુખ્ય કમાણી નિભાવનારા હજારો માણસ આજે સૂરતમાં છે.

આમ વાતો કરતાં બધાં સરાહના દરવાજા સુધી જઈ પહોંચ્યાં. ચિત્તરંજને કહ્યું ' સરાહ એટલે ધર્મશાળા અથવા મુસાફરખાનું તે અસલ અહીં હોવાથી આ દરવાજો એ નામથી ઓળખાય છે. શિવાજીએ જ્યારે સૂરત લૂંટ્યું ત્યારે આ ઠેકાણે એણે પોતાનો પડાવ નાખ્યો હતો. '

હવે શહેરનો એકજ ભાગ જોવાનો બાકી રહ્યો હતો. એટલે મૉટરને બહારના કોટની પાસે થઈને જતા શહેરમાંના મોટા રસ્તા પર દિલ્હી દરવાજા તરફ હંકારવામાં આવી. રસ્તામાં જમણી બાજુ નજરે પડતો શહેરનો બહારનો મોટો. સળંગ 'આલમપનાહ' કોટ સહુનું ધ્યાન ખેંચી રહ્યો હતો.

મોટી સડકે ઝપાટાબંધ મૉટર ચલાવી લાલગેટ આગળથી જમણી તરફ ખાંડબજારને રસ્તે મૉટર લેવડાવી માછલીપીઠ તરફ તેને વાળી દીધી. ચિત્તરંજને કહ્યું ' આ લત્તો મોટે ભાગે પારસીઓનો છે. ઈ. સ. ૧૮૩૭માં લાગેલી ભયંકર આગ આ માછલીપીઠમાંથી શરૂ થઈ હતી. સૂરતમાં રૂસ્તમપરે, નાનપરે અને આ માછલીપીઠમાં પારસીઓની મોટી વસ્તી રહે છે. હવે આ બધો વિભાગ આવે છે તે શાહપોરના નામથી ઓળખાય છે. અહીં સારા શ્રીમંત વાણિયાઓ મુખ્યત્વે રહે છે. હવે આ ચઢાણ ઉપર જઈ આપણે શાહપોરના મુખ્ય ધોરી રસ્તા પર જઈશું.

આ બધાં સામે દેખાય છે તે પારસીઓનાં હૉસ્પિટલ,

સુવાવડખાનું, ઑર્ફનેજ તથા પારસી છોકરાછોકરીઓની નિશાળ વગેરે છે. પારસીઓની આ સંસ્થાઓ બહુ સારું કામ કરે છે. પારસીકોમ બહુ મોટીમોટી સખાવતો કરે છે અને તે સખાવતોની કેવી વ્યવસ્થાપૂર્વક સંભાળ લે છે તે આ બધાં વિશાળ મકાનો તેમજ તેમાં થતું નિયમિત કામકાજ આપણે જોઈએ ત્યારે આપણને તરત માલૂમ પડે છે. આ બધી સંસ્થાઓનો પારસી પંચાયત તરફથી સુંદર તથા સંગીન વહીવટ થાય છે.

પારસીઓના બે આતશબહેરામ–કદમી અને શહેનશાહી– તેમાંથી પહેલા આ લત્તામાં છે અને બીજા સૈયદપુરી ભાગળ આગળ છે. આતશબહેરામ એટલે પારસીઓના પવિત્ર અગ્નિનું મંદિર.

હવે શાહપોરના લક્ષ્મીનારાયણનાં મંદિરમાં દર્શન કરી ચિંતામણિનું અતિસુંદર જૈન મંદિર જોઈ આપણે ઘેર જઈએ. આજે વહેલા જમી પરવારી કાકા પાસે સૂરતનો બાકીનો ઇતિહાસ સાંભળી લેવો છે. આ ત્રણચાર દિવસમાં સૂરતની લગભગ એકેએક જાણીતી અને જોવાજેવી જગા આપણે હવે જોઈ લીધી.

બિહારીલાલ પ્રશંસા કરતા કહેવા લાગ્યા ‘ આટલા ઉત્સાહથી અને ખુશમિજાજથી તો તમારા સૂરતના લહેરી, શૉખીન માણસોજ મહેમાનોને બધું બતાવે. તમે આ ત્રણ ચાર દિવસ અમને બને તેટલાં વધારે સ્થળો બતાવવા માટે

ખરેખરો ઘણો શ્રમ લીધો છે. તમે—સૂરતના માણસો—નિખાલસ અને આનંદી ખરા. આટલું કામ મહેમાન માટે બીજાં શહેરોમાં ભાગ્યેજ કોઈ આવી હોંસથી કરે!'

આમ વખાણ કરતાંકરતાં ઘેર પહોંચ્યાં ને જમી પરવારી સાડાઆઠ વાગે બધાં રામુકાકા પાસે જઈ વાતો સાંભળવા બેઠાં.

## પ્રકરણ ૬ઠું

રામુકાકાએ શરૂઆત કરી ' હું તે દિવસે તમને અકબર બાદશાહે સૂરત સર કર્યું ત્યાં સુધીનો ઇતિહાસ ટૂંકામાં કહી ગયો હતો. ત્યાર પછીનો અમુકઅમુક સ્થળ તથા પ્રસિદ્ધ વ્યક્તિઓનો ઇતિહાસ, તમે હવે આખું સૂરત પૂરેપુરું જોઈ રહ્યા છો એટલે તમને ચિત્તરંજન તરફથી થોડોક ખબર પડી ગયો હશે. તમારે જોવાની જગાઓ વિષેની વિગતોથી હું રોજ ને રોજ એને પહેલેથી વાકેફ રાખતો હતો; આથી અંગ્રેજી કોઠી, રઘોબાદાદાની વાડી, ગંગાધરશાસ્ત્રીની હવેલી, અરદશર કોટવાળની જગા, તથા નવાબના મહેલો એ બધું હવે તમે જોયું એટલે તમને ઈ. સ. ૧૫૭૩ પછીના ઇતિહાસની પણ ચિત્તરંજન મારફત ઠીકઠીક જાણ તો થઈ ગઈ હશે.

### સૂરતના ઇતિહાસનો બીજો કાળ

આમ છતાં હું ઈ. સ. ૧૫૭૩થી ઈ. સ. ૧૭૩૩ સુધીના એકસો ને સાઠ વર્ષનો ઇતિહાસ ટૂંકામાં અહીં સળંગ વર્ણવીશ જેથી એ સમયના સૂરતના ઇતિહાસનો તમને એક સાથે બરાબર ખ્યાલ આવી જાય. એ વર્ષો દરમ્યાન સૂરતનો વહીવટ મુગલાઈ સત્તાના પ્રતિનિધિ સૂબાઓ મારફત થતો હતો.

એ એકસો સાઠ વર્ષના વળી વધુ ત્રણ વિભાગો મુંબઈ ગઝેટિયર પાડે છેઃ પહેલો ઈ.સ. ૧૫૭૩ થી ઈ.સ. ૧૬૫૮ સુધીનો—આ વર્ષો દરમ્યાન અકબર, જહાંગીર અને શાહજહાં દિલ્હીની ગાદી પર હતા એટલે સૂરતમાં સુખશાંતિ હતાં અને સૂરતની ચડતી થતી ગઈ; બીજો કાળ ઈ. સ. ૧૬૫૮થી ઈ. સ. ૧૭૦૭ સુધીનો લગભગ પચાસ વર્ષનો ઔરંગઝેબનો રાજ્યકાળ જ્યારે મરાઠાઓના હુમલાઓથી સૂરતની આબાદી ઓછી થતી ગઈ તેમજ મુંબઈનું અગત્ય ધીમેધીમે વધતું જતું હતું તેથી પણ સૂરતની ઊતરતી કળા થવા માંડી; ત્રીજો કાળ ઈ. સ. ૧૭૦૭ થી ઈ. સ. ૧૭૩૩—ઔરંગઝેબના મરણ પછીની અંધાધૂંધીનો અને મુગલાઈ સત્તાના અસ્તનો સમય.

ઈ. સ. ૧૫૭૩માં અકબર સાથેના કોલકરાર થયા પછી પોર્ટુગીઝો સૂરતને કિનારે એકહથ્થુ માલિક બન્યા હતા. ઈ. સ. ૧૫૯૦માં સૂરત પહેલા નંબરનું બંદર ગણાતું હતું. એ વખતથી એક લશ્કરી અમલદાર 'કિલ્લેદાર' નામથી ઓળખાતો તે નદી તથા કિલ્લો સંભાળતો. બીજો 'મુત્સદ્દી' નામથી ઓળખાતો તે શહેરની આવક તથા જકાત વગેરેની વ્યવસ્થા રાખતો. આ બે ખાસ અમલદારોની નિમણૂક અકબરે કરી હતી. મુત્સદ્દી અમદાવાદના દીવાનને તાબે નહોતો પરંતુ દિલ્હી સત્તાની સીધી દેખરેખ નીચે રહેતો.

ઈ. સ. ૧૬૦૮માં તાપીકિનારે પહેલું અંગ્રેજ વહાણ આવ્યું અને ફિરંગીઓની સત્તા સામે આ પહેલી આડખીલી

ઊભી થઈ. એ અંગ્રેજ વહાણનો માલ સૂરતના સૂબાએ ઊતરવા દીધો. પછીને વર્ષે બીજું અંગ્રેજ વહાણ આવ્યું.. ધીમેધીમે આ નવા આવેલા અંગ્રેજો આગ્રા તરફ પણ જવા માંડયા.

બેએક વર્ષ બીજાં ત્રણેક અંગ્રેજ વહાણો સૂરત આવ્યાં..

પોર્ટુગીઝો અંગ્રેજ વહાણોના કામમાં દખલગીરી કર્યા કરતા પણ સૂરતના સૂબાઓ થોડાક માલ અંગ્રેજો પાસેથી પણ ખરીદ કરતા હતા ખરા.

વળી વધુ અંગ્રેજ વહાણો તાપીતીરે આવ્યાં. પછી ગૂજરાતના સૂબાને અંગ્રેજલોકોની રાતા સમુદ્રમાં વધતી જતી સત્તાની જાણ થઈ અને આમ ઈ. સ. ૧૬૧૨માં અંગ્રેજ લોકોની સૂરતની કોઠી સ્થપાઈ. વચ્ચેવચ્ચે ફિરંગીઓનાં વહાણો અને અંગ્રેજોનાં વહાણો વચ્ચે અવારનવાર લડાઈ ચાલ્યાં કરતી.

ઈ. સ. ૧૬૧૩માં મોગલ શહેનશાહનો પરવાનો અંગ્રેજોને મળ્યો. ઈ. સ. ૧૬૧૫માં ઇંગ્લંડના રાજાનો એલચી સર ટૉમસ રો સૂરત આવી પહોંચ્યો. એ જહાંગીર બાદશાહને મળ્યો અને એને સારું માન મળ્યું. ઈ. સ. ૧૬૧૮માં અંગ્રેજો માટે અગત્યના હક્કો મેળવી એ સૂરત પાછો ફર્યો.. શાહજાદા ખુરમના તાબામાં તે વખતે સૂરત હતું એટલે તેની સાથે રોએ જુદું કરારનામું કર્યું.

આ દરમ્યાન વલંદાઓ પણ સૂરતમાં આવ્યા.

આ વખતે સૂરત ખીલતુ હતુ અને વેપારીઓના સારાં મકાનો પણ સૂરતમા ઘણા હતા. નદી પરનો કિલ્લો અને 'ફુરજો' અથવા જકાત ઑફીસ એ બે અગત્યના મુખ્ય સ્થળો હતા. કિલ્લા બાજુ શહેર ખુલ્લુ હતું પણ બીજી ત્રણે બાજુ વાડ અને ખાડી હતી. શહેરની આસપાસની વાડમાં ઉત્તરે વરિયાવનો, પૂર્વે બરહાનપુરનો અને દક્ષિણે નવસારીનો એમ ત્રણ દરવાજા હતા નવસારી દરવાજાની બીજી બાજુ લગભગ પોણા માઈલના ઘેરાવાનુ વિશાળ ગોપીતળાવ નજરે પડતુ હતું. શહેરની આજુબાજુ ઘણા વૃક્ષો તથા જાતજાતના ફુવારાવાળી વાડીઓ અનેક હતી

શહેરમાં પુષ્કળ વસ્તી હતી અને વેપારીઓની સખ્યા મોટી હતી લોકો ઊંચા હતા અને સુઘડ તથા સુદર વસ્ત્રો પહેરતા હતા તેઓ ડાહ્યા, ઠાવકા હતા તેમજ સારી રીતભાત ધરાવનારા હતા.

ઈ સ ૧૬૦૮ અને ઈ. સ. ૧૬૫૮ની વચ્ચેની અડધી સદી દરમ્યાન સૂરત પૈસાદાર થતું હતુ. આમ છતા ઈ. સ. ૧૬૩૧મા શહેરમાં દુકાળ પડ્યો હતો! ઈ. સ. ૧૬૪૨માં ફ્રેન્ચ લોકોએ પોતાની કોઠી ઠાઠમાઠથી સૂરતમા સ્થાપી.

પૈસો વધવા માડ્યો એટલે શહેરનો દેખાવ પણ સુધર્યો. નવી ઇમારતો બધાઈ તેમા ઈ સ. ૧૬૪૪માં મુસાફરી બગલો એક લશ્કરી અમલદાર હકિકાકખાને બધાવ્યો. એ અમલદાર તે વખતે શહેરનો 'કિલ્લેદાર' એટલે કિલ્લાનો ઉપરી હતો

અને મુસલમાન મુસાફરો માટે એણે આ આરામનું સ્થાન બંધાવ્યું. ઈ. સ. ૧૮૬૮માં એ ઇમારત મ્યુનિસિપાલિટીએ પાંત્રીસ હજાર રૂપિયા ખરચી સમરાવી. મ્યુનિસિપાલિટીનું સઘળું કામ આજ સુધી આ વિશાળ અને આકર્ષક મકાનમાં થાય છે.

આ પચાસ વર્ષ દરમ્યાન સૂરતમાં પ્રમાણમાં ઘણી ઓછી મુસલમાન વસ્તી હતી. વાણિયાઓ ખૂબ શ્રીમંત હતા. હિંદમાં વેપારના મોટા મથક તરીકે સૂરત પ્રખ્યાત થઈ ગયું હતું. ધંધોરોજગાર પણ ધમધોકાર ચાલતો હતો. જગતના ઘણા દેશો સાથે સૂરતને લેવડદેવડ ચાલતી હતી.

ત્યાર બાદ મોગલ બાદશાહ ઔરંગઝેબના વખતમાં સ્થિતિ પલટાતી ચાલી. એના રાજ્યતંત્રની શરૂઆતમાં તો સૂરત ગૂજરાતના વેપારનું મુખ્ય સ્થળ બન્યું; તેમજ ઔરંગ-ઝેબનો મુસલમાન લોકોને ધાર્મિક બાબતોમાં સારો ટેકો મળતો હોવાથી સૂરતથી હજ કરવા જનારાની સંખ્યા વધતી ગઈ અને આમ સૂરત–મક્કાનો દરવાજો–મક્કાબારી–બાબુલ મક્કા વધુ ને વધુ બનતું ચાલ્યું.

આ વખત દરમ્યાન જંજીરાના સીદીનો સૂરત સાથે સંબંધ થવા માંડયો તેમજ મરાઠાઓએ શહેરને નુકસાન પહોંચાડવા માંડયું અને સાથેસાથે યુરોપીય વેપાર શહેરમાં વધતો ગયો એ ત્રણ બાબતો નોંધવા જેવી થઈ.

ઈ. સ. ૧૬૬૪માં શિવાજીએ સૂરત પર હુમલો કરવા નક્કી કર્યું. પોતાનો મુદ્દો છુપાવવા એણે વસઈ અને મુંબઈથી

દક્ષિણે ચોલ (હાલનુ રેવડંડા) એમ બે ઠેકાણે પોતાની છાવણી નાખી વસઈની છાવણીમાથી ચાર હજાર ઘોડેસ્વાર લઈ 'જવાર' અને 'ધરમપુર'ના પોતાના મિત્રરાજ્યોમાથી પસાર થઈ શિવાજી ઓચિતો સૂરત આગળ ધસી આવ્યો! સૂરતને માટીની દીવાલ સિવાય બીજુ કશુ બચાવનુ સાધન નહોતુ એટલે શિવાજીની સામે પણ થયા વગર સૂરતનો સૂબો તાપી પરના કિલ્લામા ભરાઈ બેઠો! તેથી શહેરમા મરાઠાઓને જેમ ફાવે તેમ લૂટ ચલાવવાની પૂરતી સગવડ મળી અગ્રેજો અને વલદાઓએ પોતપોતાનુ રક્ષણ કીધુ તેમજ પોતાની મિલકતની સાથેસાથે પોતાનાથી બન્યુ તેટલુ શહેરનુ પણ રક્ષણ કર્યું.

અમદાવાદથી બાદશાહી ફોજ કદાચ ધસી આવશે એમ માની શિવાજી સૂરતમા ત્રણુજ દિવસ રહ્યો. એમ ધારવામાં આવે છે કે શિવાજી દોઢથી બે કરોડ રૂપિયા સૂરતથી લૂટી ગયો લોકો એમ કહે છે કે સૂરત લૂટતા પહેલા શિવાજી છૂપો વેશ ધારણ કરી શહેર તપાસી ગયો હતો અને શ્રીમતોની હવેલીઓ ક્યાંક્યા છે તે પણ જોઈ ગયો હતો! એણે મેળવેલી લૂટ પરથી શિવાજી સૂરત શહેરની દોલત વગેરેથી ઘણો માહિતગાર હોય એમ ચોખ્ખુ લાગતુ હતુ.

ત્યારપછી બેએક વર્ષ બાદ ઔરંગઝેબના દરબારમાં પોતાનુ અપમાન થયુ તેથી ક્રોધે ભરાઈ શિવાજીએ ફરીથી સૂરતના વતનીઓ પાસેથી પૈસા પડાવ્યા આ સફળતાઓથી ઉત્તેજિત થઈ શિવાજીએ ઈ સ. ૧૬૬૯મા ફરીથી સૂરત લૂટયુ!

ત્યાર બાદ વર્ષો સુધી મરાઠાઓ દર વર્ષે સૂરત લૂંટી જતા. ઈ. સ. ૧૬૭૦માં શિવાજીએ અને બીજે વર્ષે એના સેનાપતિ મોરો પંડિતે સૂરતમાંથી પુષ્કળ પૈસા ઉઘરાવ્યા. ઈ. સ. ૧૬૭૪ અને ઈ. સ. ૧૬૭૫માં મરાઠાઓએ પાછી સૂરતમાં લૂંટ ચલાવી ! ઈ. સ. ૧૬૭૬માં સૂરતથી પચાસ માઈલ દક્ષિણે આવેલો પારનેરાનો કિલ્લો મરાઠાઓના હાથમાં ગયો ત્યારે તો પહેલી વાર મરાઠાઓ દક્ષિણ ગૂજરાતમાં હંમેશનું થાણું પણ જમાવી બેઠા.

શહેરની આજુબાજુ નાની દીવાલ, ઈ. સ. ૧૬૬૪માં શિવાજી લૂંટવામાં ફાવ્યો એટલે બચાવ માટે શરૂ કરવામાં આવી અને તે ઈ. સ. ૧૬૮૧માં બંધાઈ રહી તેથી ઈ. સ. ૧૬૭૯, ૧૬૮૦ તથા ૧૬૮૪માં મરાઠાઓ શહેરની દીવાલની આસપાસ લૂંટાલૂંટ કરી ગયા પણ તેઓ શહેરમાં પેસી શકયા નહિ. આ કોટ તેથી 'શહેરપનાહ' ( શહેરનું રક્ષણ ) તરીકે ઓળખાયો. એ કોટની દીવાલ લગભગ ૩૦ ફૂટ ઊંચી અને દસથી બાર ફૂટ પહોળી હતી. એ દીવાલે પોતાનું નામ ' શહેરપનાહ ' ઘણે અંશે સાર્થક કર્યું.

પછી ઈ. સ. ૧૬૯૬માં ફરી પાછા મરાઠાઓ આવ્યા પણ તેમને ખાસ સફળતા મળી નહિ કેમકે શહેરનું રક્ષણ હવે સુધર્યું હતું. તોપણ આ પછી મરાઠાઓની સત્તા ધીમેધીમે વધતી જતી હતી. ઈ. સ. ૧૭૦૨માં એક મરાઠા લશ્કર સૂરતથી અઢાર માઈલ દૂર આવી પહોંચ્યું હતું. બીજે

વર્ષે એથી પણ નજીક એ લોકો આવ્યા, અને સૂરતનાં પરાંઓ બાળ્યાં તેમજ શહેરને ઘેરો ઘાલ્યો અને 'ચોથ' માંગવા લાગ્યા.

ઈ. સ. ૧૭૦૫માં મરાઠાઓ પાછા સૂરત આગળ આવી પહોંચ્યા અને બીજે વર્ષે નવ દિવસ સુધી તેમણે સૂરત પર ચાલુ હુમલો કર્યો. મરાઠાઓ પાસે તોપ વગેરેનાં સાધનો ઓછાં હતાં એટલે શહેરનો કબજો એ લોકો ન મેળવી શક્યા તોપણ ઘણાં અઠવાડિયાં સુધી શહેરનો ઘેરો ચાલુ રહ્યો અને શહેરમાં ભાવો ખૂબ વધી ગયા.

૧૭મી સદીના પાછલા કાળમાં સૂરતની વસ્તી લગભગ બે લાખ માણસની હશે. એનો દેખાવ ધીમેધીમે સુધરતો જતો હતો. શહેરની દીવાલો માટીને બદલે હવે ઈંટ તથા પથ્થરની બની હતી. ઈદગાહ, કુરજો, ટંકશાળ તેમજ કેટલીક મસીદો આ સમય દરમ્યાન બાંધવામાં આવ્યાં. મુસલમાન વેપારીઓએ મોટાંમોટાં અને ઊંચા ઘણાં મકાનો પણ બંધાવ્યાં. વાણિયાઓ સાધારણ મકાનોમાં રહેતા હતા કેમકે તેઓ પૈસા બચાવવા માંગતા હતા અને વળી મોગલ સત્તાનો તેમને ડર રહેતો. રસ્તાઓ મોટે ભાગે સાંકડા હતા અને સાંજે માણસોથી બજારો ઊભરાઈ જતાં. રસ્તાઓ ઘણા ગંદા રહેતા હતા.

કોટવાળ, કાજી તથા ફોજદાર સૂબાને વહીવટમાં મદદ કરતા હતા. મુસલમાન ન્યાયાધીશને 'કાજી' કહેવામાં આવતો. કોટવાળને સિપાઈઓની મદદ આપવામાં આવતી

અને એની પાસે ન્યાયાધીશ તરીકેની કેટલીક સત્તા રહેતી હતી. રોજ રાત્રે બેત્રણ વખત એ શહેરમાં બધું તપાસી આવતો. ચોર પકડવા તથા રસ્તાઓ સહીસલામત રાખવાનું કામ ફોજદાર કરતો.

૧૭મી સદી દરમ્યાન કેટલાક અતિશ્રીમંત વેપારીઓ સૂરતમાં હતા. એક હિંદુ વેપારી પાસે પિસ્તાળીસથી પચાસ લાખ રૂપિયા હતા. બીજા હિંદુ વેપારીને ત્યાંથી સૂરતની પહેલી લૂંટ વખતે શિવાજીને ૨૨ રતલ વજનનો મોતીનો હાર મળ્યો હતો ! વળી મુલ્લાં અબ્દુલગફૂરે ઈ. સ. ૧૬૯૦ પછી પોતાનો ધીકતો ધંધો શરૂ કર્યો હતો.

શ્રીમંત મુસલમાનો અને પારસીઓ ઠાઠથી રહેતા પરંતુ પૈસાદાર હિંદુઓ પણ ઘણી સાદાઈથી રહેતા, અને ખાનગી રીતે પોતાનો વ્યવહાર ચલાવતા. આમ છતાં લગ્ન તેમજ મરણ પ્રસંગે હિંદુલોકો બહુ પૈસા ખરચતા, અને સામાન્ય રીતે ઘરેણાં પણ ખૂબ વાપરતા.

હિંદુ વેપારીઓ મોટીમોટી રકમોના ખરા હિસાબો મોંએ કરી નાંખતા અને એક ગણિતશાસ્ત્રી કાગળ તથા કલમની મદદથી હિસાબો કરે તેના કરતાં વધુ ઝડપથી તેઓ એમ કરી શકતા !

ઈ. સ. ૧૬૫૭થી ઈ. સ. ૧૬૮૪ સુધી સૂરત હિંદમાંના અંગ્રેજોનું મુખ્ય મથક હતું. એ દરમ્યાન મોગલ સૂબા અને અંગ્રેજો વચ્ચે અવારનવાર અનેક જાતની તકરારો ઉત્પન્ન થતી.

આથી ઈ. સ. ૧૬૮૪માં કંપનીએ સૂરતને બદલે મુંબઈને પોતાનું મુખ્ય મથક બનાવવાનું નક્કી કર્યું. આ મુજબ ઈ. સ. ૧૬૮૭માં અંગ્રેજોએ મુંબઈને પોતાનું મુખ્ય સ્થાન બનાવ્યું તેમ છતાં પણ ઈ. સ. ૧૬૯૫માં સૂરત ઘણુંજ આબાદ રહ્યું હતું. હિંદુસ્તાનનું એ પહેલા નંબરનું બંદર તે વખતે ગણાતું હતું, અને આખી દુનિયા એની સાથે વેપાર કરતી હતી. પણ અફસોસ ! આજે સૂરત દશમો નંબર પણ ધરાવતું નથી એવી એની વેપારવિષયક સ્થિતિ થઈ ગઈ છે !

રાજપુતાના, પંજાબ તેમજ ઉત્તર ગૂજરાતના માણસો આજે જેમ મુંબઈ જઈ વસે છે તેમ આ સમય દરમ્યાન સૂરતમાં આવી વસવા માંડયા હતા. મારવાડીઓ, શ્રીમાળી તથા પોરવાડ વાણિયાઓ, શ્રીમાળી સોનીઓ, વડનગરા તથા વીસનગરા નાગરો, જુદીજુદી ન્યાતના અન્ય બ્રાહ્મણો તથા મુલતાની ખત્રીઓ વગેરે અનેક જ્ઞાતિઓનાં કુટુંબો મોટી સંખ્યામાં છૂટકછૂટક અહીં આવી વસતાં હતાં.

મોગલ બાદશાહ ઔરંગઝેબનું મરણ ઈ. સ. ૧૭૦૭માં થયું. એ પછીની પચ્ચીશી તે સૂરતના સૂબા તેગબખ્તખાન માટે લગભગ સ્વતંત્રતા ભોગવવાનો કાળ હતો કારણકે મોગલસત્તા દિલ્હીમાંજ ઢીલી પડવા માંડી. વળી આ પચીસ વર્ષ દરમ્યાન મરાઠાઓની સત્તા છેક સૂરત શહેરની દીવાલો સુધી આવી પહોંચી હતી. શહેરની આસપાસના વિભાગોના

આર્થિક ટેકા વગરની શહેરના સૂબાની સત્તા આમ ઓછી થતી ગઈ. આ પ્રમાણે મોગલોનો અંકુશ ઘટતો જવાથી એક પ્રકારે સૂબાની સત્તા વધી અને મરાઠાઓના ઘસારાઓ વધવાથી બીજી રીતે એની સત્તા ઓછી થવા માંડી !

મરાઠાઓ તેમજ લૂંટારુઓની ટોળીઓથી શહેરનું વ્યવસ્થિત રક્ષણ કરવા માટે ઈ. સ. ૧૭૦૭થી ઈ. સ. ૧૭૧૭નાં વર્ષો દરમ્યાન શહેરની બહારની મોટી દીવાલની થોડીથોડી શરૂઆત કરવામાં આવી. ઈ. સ. ૧૭૧૭થી ઈ. સ. ૧૭૧૯ સુધી હૈદરકુલીખાન સૂરતનો સૂબો હતો ત્યારે ગોપીતળાવના પથ્થરો ઊખેડી નાંખવામાં આવ્યા અને તે પથ્થરોનો ઉપયોગ કરી આ મોટો કોટ સંગીન રીતે શરૂ કરવામાં આવ્યો. પછીના સૂબા તહાવરખાને ઈ. સ. ૧૭૨૦માં એ પૂરો કર્યો અને એનું 'આલમપનાહ' ( જગતનું રક્ષણ ) નામ પાડ્યું. એ દીવાલની કુલ લંબાઈ સાડાપાંચ માઈલ હતી અને એમાં બાર દરવાજા હતા.

દરમ્યાન મૂળ પાટણનો ગરીબ રહેવાસી અબ્દુલજફર મુલ્લાં જે ઈ. સ. ૧૬૮૮માં સૂરતમાં આવી વસ્યો. હતો એણે થોડા વખતમાં પંચાસી લાખ રૂપિયાની મિલકત ભેગી કરી ! એના પૌત્ર મુલ્લાં મહમદઅલીએ શહેરમાં અને અઠવા ગામમાં પોતાના હક્કો સ્થાપવા માટે જાતજાતનું તોફાન ઉઠાવ્યું ને પુષ્કળ ખટપટો કરવા માંડી. છેવટે સૂબા તેગબખ્તખાને એને કેદ કર્યો. આમ કેદી અવસ્થામાંજ એનું ઈ. સ. ૧૭૩૪માં મરણ થયું. આ અબ્દુલજાફર તથા મહમદઅલી

શિયા વહોરા હતા અને એમનું કુટુંબ પંચાસી લાખ રૂપિયાની મિલકત એક વખત ધરાવતું હોવાથી 'પંચાસીવાળા' એ રીતે લાંબો વખત ઓળખાયું. આજે પણ 'પંચાસી' અટકથી ઓળખાતા કેટલાક વહોરાઓ છે.

આ ઉપરાંત શહેરમાં ઘણા શ્રીમંત હિંદુ તથા મુસલમાન વેપારીઓ હતા જેમાં જગન્નાથ લાલદાસ અને અહમદ ચલેબી એ બેની રાજદ્વારી પ્રવૃત્તિઓ નોંધપાત્ર હતી. પારસીઓ પણ પૈસાદાર હતા અને વહાણો બાંધવાનું તથા બીજું સુથારી કામ અને વણાટ તેમજ જરીનું સરસ કામ કરતા હતા.

ઈ. સ. ૧૭૨૭માં તાપીમાં ભયંકર પૂર આવ્યું અને પાણી એટલું ઊંચું ચડયું કે લોકોને ઝાડ તથા છાપરાંઓ પર તેમજ અગાસીઓમાં આસરો લેવો પડયો ! ઈ. સ. ૧૭૩૨માં સૂરતમાં દુકાળ પડયો. આ બધું છતાં શહેરનું રક્ષણ બહુ સુધર્યું હતું એટલે સૂરત શહેર વિસ્તારમાં વધતું જતું હતું.

## સૂરતના ઇતિહાસનો ત્રીજો કાળ

અહીં હવે સૂરતના ઇતિહાસનો બીજો વિભાગ પૂરો થાય છે. મુગલાઈની પડતી હવે પૂરેપુરી થઈ હતી અને ઈ. સ. ૧૭૩૩થી ઈ. સ. ૧૭૫૯નો ૨૬ વર્ષનો સૂરતની સ્વતંત્ર નવાબીનો સમય એટલે શહેરના ઇતિહાસનો ત્રીજો વિભાગ શરૂ થાય છે.

ઈ. સ. ૧૭૩૩થી ઈ. સ. ૧૭૪૬ સુધી તેગબખ્તખાન

શહેરનો સૂબો હતો અને તેણે સ્વતંત્ર રીતે સારો કાબૂ શહેર પર રાખ્યો. તેગબખ્તખાનની નિમણૂક દેખાવ પૂરતી દિલ્હીથી થઈ હતી. શહેરનો સૂબો અને કિલ્લાનો સેનાપતિ એમ બે અમલદારોની નિમણૂક હવે લગભગ બંધ થઈ હતી. સૂબો તેગબખ્તખાન અને એનો ભાઈ બેગલેરખાન સૂરતના કર્તાહર્તા થઈ પડયા હતા. હવે તેગબખ્તખાને નવાબનો ઇલકાબ ધારણ કર્યો. એના ત્રીજા ભાઈને પણ એણે નાયબ-નવાબ તરીકે નીમ્યો.

પૈસાની તંગીને લીધે એણે મરાઠા સાથે પૈસા લેવા સંબંધી કેટલાક કરાર કર્યા. મરાઠાઓ પાછા શહેરની દીવાલ સુધી માલિક થઈ પડયા હતા. તેમને હાંકી કાઢવા એ એની શક્તિ બહારનું કામ હતું તેમજ બધી આવક તકરાર વગર ગુમાવવા પણ એ તૈયાર નહોતો.

તેથી એણે વડોદરાના ગાયકવાડ સાથે સંદેશાઓ ચલાવવા માંડયા અને આખરે એમ નક્કી થયું કે દર વર્ષે તેગબખ્ત-ખાનને રૂા. ૨૩૬૦૦૦ મરાઠાઓએ આપવા અને તેના બદલામાં મરાઠાઓએ પોતાની ચોથ સૂરતની આસપાસ ઉઘરાવી લેવી, અને તે પ્રદેશ પોતાને કબજે રાખવો.

તેગબખ્તખાન અને અંગ્રેજો વચ્ચે વળી તકરારો થવા લાગી તે વખતે દામાજી ગાયકવાડે અંગ્રેજોને મદદ કરવા પોતાની ખુશી બતાવી, પણ એ મદદ તેમણે જાણી જોઈને સ્વીકારી નહિ. તેમજ શહેરમાં અસંતોષ એટલો વધી ગયો કે તેગબખ્તખાનને અંગ્રેજોની માંગણીઓ કબૂલ રાખવી પડી.

ઈ સ. ૧૭૪૬માં તેગબખ્તખાન ૮૦ વર્ષની ઉમરે મરણ પામ્યો. ગરીબો પ્રત્યે એને સારી દાઝ હતી અને શ્રીમંતો પાસેથી જોરજુલમથી પૈસા કઢાવી તે વડે ગરીબોને એ મદદ પણ કરતો. એનો પાંચ લાખ રૂપિયાનો મહેલ તથા બાગ એના મરણ પછી પણ વર્ષો સુધી લોકો પ્રશંસાની દૃષ્ટિથી જોતા. દબદબા માટે એનો શોખ અને એના આનંદી સ્વભાવને લીધે લોકો એના બીજા દોષો ભૂલતા.

તેગબખ્તખાનના મરણથી શહેરમાં ગડબડાટ થઈ ગઈ અને એના સગાઓ વચ્ચે માંહોમાંહે લડાઈઓ થવા લાગી. ઈ. સ. ૧૭૪૭માં મરાઠાઓને સૂરત શહેરની આવકમાંથી ભાગ મળતો થયો અને અંગ્રેજો તથા વલંદાઓ પોતપોતાની સત્તા વધારવા સામસામા ગાદીવારસો સાથે સામેલ થવા લાગ્યા તેમજ લડવા પણ લાગ્યા. આ બે નોંધવા લાયક બાબતો તેગબખ્તખાનના મૃત્યુ પછી બનવા પામી.

તેગબખ્તખાનના જમાઈ મિયાં અચ્છનને તેગબખ્તખાનના ભાઈ સફદરખાન સાથે લડવું હતું ને નવાબી ઝૂંટવી લેવી હતી. મિયાં અચ્છને તેથી દામાજી ગાયકવાડ સાથે કરાર કર્યા કે એ પોતે જો જીતે તો સૂરતની આમદાનીમાંથી ચોથો ભાગ દામાજીને આપે. દામાજી ગાયકવાડે આ કબૂલ કર્યું. પરિણામે જે લડાઈ થઈ તેમાં સફદરખાન હાર્યો અને નાઠો.

આ બધી છૂટકછૂટક મારામાર વખતે પણ શહેરના

ધંધારોજગારને ખાસ નુકસાન થતું નહોતું. મુખ્યત્વે લડાઈ કે કાપાકાપ અમુક મહોલ્લાઓમાં થતી ને બાકીનું શહેર શાંત રહેતું. લોકો વચ્ચેવચ્ચેના દરવાજાઓ બંધ કરી દેતા અને ભય વગર પોતપોતાનું કામ કરતા. નુકસાનીનો બદલો પણ મળતો અને વેપારને કંઈ હરકત આવતી નહોતી.

મિયાં અચ્છનના હાથમાં શહેર અને કિલ્લો ઈ. સ. ૧૭૪૮થી ઈ. સ. ૧૭૫૧ સુધી રહ્યાં. ઈ. સ. ૧૭૫૧માં, નાસી ગયલા સફદરખાનના છોકરા વખરખાને સૂરત પાછા ફરી દામાજી ગાયકવાડને સૂરત શહેરની અડધી આવક આપવાનું કબૂલી દામાજીને પોતાની તરફેણમાં લીધો ! મિયાં અચ્છનની સત્તાનો અંત આવ્યો !

સફદરખાન ફરી પાછો સત્તા પર આવ્યો અને દામાજી ગાયકવાડ સાથે છેવટ ઈ. સ. ૧૭૫૧માં એમ નક્કી થયું કે સફદરખાને સૂરત શહેરની અડધી આવક નહિ પણ ત્રીજા ભાગની આવક ગાયકવાડને આપવી.

આ બધા બનાવો અંગ્રેજોની વિરુદ્ધ જતા હતા તેથી તેમણે પેશવા સાથે જોડાઈ સૂરત કબજે કરવાની યુક્તિ કરવા માંડી. અંગ્રેજોએ નદીમાર્ગે હુમલો કરવા નક્કી કર્યું અને પેશવાએ રઘુનાથરાવ સાથે જમીન બાજુએ આક્રમણ કરવા લશ્કર મોકલ્યું પણ તે પાછું બોલાવી લેવું પડ્યું. તેમજ અંગ્રેજોને પણ ભરૂચથી મદદ ન મળવાથી મુંબઈ પાછા ફરવું પડયું! આમ આ બધી તૈયારીઓનું ખાસ કંઈ પરિણામ આવ્યું નહિ !

વળી પેશવાને સૂરતની આવકમાથી ગાયકવાડને મળતા ભાગમાનો પોતાનો અડધો હિસ્સો આ દરમ્યાન મળી ગયો એટલે તેને પણ આ હુમલામા ખાસ રસ રહ્યો નહિ !

આ બધા બનાવોથી સૂરતના અગ્રેજોને બહુ સહન કરવુ પડ્યુ.

ઈ સ ૧૭૫૨મા સીદી મસૂદ નામનો એક બાહોશ માણસ શહેરનો માલિક થઈ પડયો. એ ઈ. સ. ૧૭૫૬માં મરણ પામ્યો એટલે પાછી સત્તાની ખેચપકડ શરૂ થઈ.

મુબઈની કપનીસત્તા આ વખતે મરાઠાઓને ચીડવવા માગતી નહોતી એટલે કેટલાક થયલા કોલકરાર પણ અમલમા મુકાયા નહિ ! ત્યા વળી ઈ. સ. ૧૭૫૮મા મિયા અચ્છન પાછો સૂરત આવી સત્તા જમાવવા લાગ્યો.

આ બધી ગડબડાટને લીધે શહેરનો વહીવટ બગડયો અને વેપારીઓએ રખે મરાઠાઓ પાછા સત્તા પર આવશે એમ ધારી અગ્રેજોને કિલ્લો લેવા વિનતિ કરી. અગ્રેજોને આ ફાવતી તક આવી અને સૂરતમાથી સીદી મસૂદના પુત્ર અહમદખાનના પક્ષને કાઢવા તેમણે નિશ્ચય કર્યો.

આ લડાઈમા મરાઠાઓને ભાગ લેતા અટકાવવા માટે તેમની સાથે અગ્રેજોએ આ મુજબ કોલકરાર કર્યા—(૧) સીદીને સૂરતમાથી હાકી કાઢવો (૨) સૂરતના કિલ્લાનો અગ્રેજોએ પૂરેપુરો કબજો લેવો (૩) સૂરત શહેરનો સૂબો અગ્રેજો નીમે (૪) નૌકાદળ માટેની રકમ અગ્રેજો, પેશવા અને સૂર-

તના નવાબ એમ ત્રણ જણ વચ્ચે વહેંચવી (૫) સૂરતમાં ઊભી થતી તકરારોમાં મરાઠાઓએ કોઈ જાતનો ભાગ લેવો નહિ.

આ શરતો મરાઠાઓએ કબૂલ રાખી એટલે અંગ્રેજોએ સૂરત પર હલ્લો શરૂ કર્યો. આગળ હું કહી ગયો છું તેમ લાઇન્સમાંની 'ફ્રેંચ જમીન' પર લડાઈ થઈ. ચાર કલાકની સખત ઝપાઝપી બાદ સીદીના માણસો હાર્યા અને નાઠા; ને આજે જ્યાં દીવાની અદાલતો છે તે જગા પર એ વખતે સીદીનો બાગ હતો ત્યાં એ નાઠેલું લશ્કર ભરાયું. વળી પાછો વિશેષ માર ખાઈ એ લશ્કરને ત્યાંથી પણ નાસવું પડયું. આ પ્રમાણે શહેરનો બહારનો ભાગ અંગ્રેજોના કબજામાં આવ્યો. પરંતુ તેમને હજુ મૂળ શહેર અને કિલ્લો લેવાનાં બાકી હતાં. બાદ અમુક શરતો થઈ અને મિયાં અચ્છને મક્કાઈ દરવાજો ઉઘાડયો. કંપનીની સત્તાની સામે થવું નકામું છે એમ સીદી પણ સમજ્યો અને અંગ્રેજોને કિલ્લો સોંપી દેવામાં આવ્યો. (ઈ. સ. ૧૭૫૯)

## સૂરતના ઇતિહાસનો ચોથો કાળ

ઈ. સ. ૧૭૫૯માં અંગ્રેજોએ આ મુજબ સૂરત શહેર હસ્તગત કર્યું ત્યારથી તે આજ દિન સુધીના શહેરના ઇતિહાસના બે મોટા વિભાગો આપણે પાડી શકીએઃ પહેલો ઈ. સ. ૧૭૫૯થી ઈ. સ. ૧૮૦૦ સુધીનો અને બીજો, ઈ. સ. ૧૮૦૦થી અત્યાર સુધીનો.

પહેલાં ચાળીસ વર્ષ દરમ્યાન સૂરતના સૂબાઓની નિમણૂક

અંગ્રેજો તરફથી થતી તોપણ તે સૂબાઓ થોડીક નામની સ્વતંત્રતા ધરાવતા હતા પણ ઈ. સ. ૧૮૦૦ પછી તો શહેરની આખી વ્યવસ્થા અંગ્રેજ લોકોના જ હાથમાં જઈ પડી.

ઈ. સ. ૧૭૫૯થી ઈ. સ. ૧૮૦૦ સુધી અંગ્રેજો કિલ્લા પર સત્તા ભોગવતા હતા અને નવાબ શહેર પર સામાન્ય કાબૂ રાખતો હતો. નવાબ નામનીજ સ્વતંત્રતા ભોગવતો હતો! એક જાતનું 'દ્વિરાજ્યતંત્ર' સૂરતમાં ચાલુ થયું. પરંતુ અંગ્રેજ ખરા સત્તાધારી બન્યા હતા.

આ ચાળીસ વર્ષના બે સરખા ભાગ ઐતિહાસિક દૃષ્ટિએ પાડી શકીએ. પહેલો કાળ ઈ. સ. ૧૭૬૦થી ઈ. સ. ૧૭૮૦ સુધીનોઃ આ વીશી દરમ્યાન સૂરત વિસ્તારમાં વધ્યું જતું હતું અને એનો ધંધો પણ ધીકતો ચાલતો હતો. ઈ. સ. ૧૭૭૨માં હિંદુસ્તાનમાંના મોટામાં મોટા વેપારી મથકોમાંનું એ એક ગણાતું હતું.

ઈ. સ. ૧૭૮૦થી ઈ. સ. ૧૮૦૦ સુધીનો સમય સૂરતની પડતીની શરૂઆતનો હતો. આ વીશ વર્ષો દરમ્યાન સૂરતનો પરદેશ સાથેનો વેપાર ધીમેધીમે મુંબઈ તરફ ઘસડાતો જતો હતો. આમ સૂરત ભાંગીને મુંબઈ ઊભું થવા માંડતું હતું. સામાન્ય વેપારવિષયક સ્થિતિ સૂરતની બગડતી જતી હતી તે ઉપરાંત આ સમય દરમ્યાન ઈ. સ. ૧૭૮૨માં શહેરમાં થયલા વંટોળિયાએ ઘણું નુકસાન કર્યું, અને છેવટે ઈ. સ. ૧૭૯૦માંના દુકાળે શહેરની વધુ દુર્દશા કરી! આ દુકાળનું

સંવત વર્ષ ૧૮૪૭નું હતું અને તેથી 'સુડતાળો દુકાળ' નામે એ પછીથી ઓળખાવા લાગ્યો. લોકો સૂરતમાં ભૂખે મરવા લાગ્યા એટલે ધંધોરોજગાર શોધવા માટે પણ તેમણે મુંબઈ તરફ પ્રયાણ કરવા માંડયું. આ પ્રમાણે જુદાંજુદાં કારણોથી વખતોવખત સૂરતની ઊતરતી કળા થઈ અને મુંબઈ દિનપ્રતિદિન વધતું ગયું.

ઈ. સ. ૧૭૬૪માં સૂરતના સૂબાનો દિલ્હીમાંનો પ્રતિનિધિ છેવટનો પાછો બોલાવી લેવાયો અને ત્યારથી મોગલ શહેનશાહ સાથેનો સૂરત શહેરનો સંબંધ તદ્દન બંધ પડયો.

ઈ. સ. ૧૭૯૯માં લૉર્ડ વેલેસ્લી ગવર્નર-જનરલ હતો ત્યારે નવાબ નિઝામુદ્દીન મરણ પામ્યો અને એનો બાળક પુત્ર પણ ટૂંક સમય જીવ્યો. ત્યાર પછી નિઝામુદ્દીનના ભાઈ નાસિરૂદ્દીન સાથે એમ નક્કી કરવામાં આવ્યું કે એને અંગ્રેજોએ 'નવાબ'નો ઇલકાબ આપવો અને દર વર્ષે એક લાખ રૂપિયાની આવક આપવી અને ખર્ચ બાદ જતાં સૂરતની જે આવક રહે તેનો પાંચમો ભાગ આપવો. આના બદલામાં શહેરના સૂબા તરીકેની પોતાની બધી સત્તા 'નવાબે' અંગ્રેજોના હાથમાં સોંપી દેવી!

ચાળીસ વર્ષના આ 'દ્વિરાજ્યતંત્ર' દરમ્યાન સૂરતનો નામનોજ વહીવટ શહેરના કહેવાતા 'નવાબ' પાસે હતો પણ ખરેખરી બધી સત્તા અંગ્રેજો ભોગવતા હતા. ઘણી બાબતોમાં સૂબાની સ્થિતિ એક સાધારણ શહેરી જેવી ખરું

જોતાં થઈ ગઈ હતી અને સૂબા અથવા ' નવાબ 'ને અંગ્રેજોના હુકમ ઊલટા પાળવા પડતા હતા ! આમ છતાં કંપનીના માણસો ઉપલક દેખાવમાં એને માન આપતા ખરા જેથી જાહેરમાં ખબર પડતી નહિ કે ' નવાબ ' કંપનીના કબજામાં આવી ગયો છે.

આ વર્ષો દરમ્યાન શહેરમાં થોડાકજ જાણવા જેવા બનાવો બન્યા હતા. ઈ. સ. ૧૭૭૫માં એક અંગ્રેજ લશ્કર અંગ્રેજોના મિત્ર રાઘોબા સાથે ખંભાત તરફ ચડાઈ લઈ ગયું. ઈ. સ. ૧૭૭૬માં રાઘોબા અંગ્રેજ લોકોના રક્ષણ નીચે થોડો વખત સૂરત આવીને રહ્યો. કતારગામ જવાને રસ્તે જે વિશાળ વાડી અને જૂના ઘાટનો બંગલો નજરે પડે છે ને જે સ્થળ આજે મોટા મંદિરના મહારાજની માલિકીની ' બંબાવાડી ' કહેવાય છે તેમાં રાઘોબા રહેતો હતો. એ જગા તેથી 'રાઘોબાદાદાની વાડી ' તરીકે અગાઉ શહેરમાં ઓળખાતી. હવે લાંબો વખત આ બાબતને થઈ જવાથી જૂના માણસો સિવાય આ નામ કોઈ જાણતું નથી.

ઈ. સ. ૧૭૭૮માં પૂનાની પેશવાઈ ગાદી પર રાઘોબાને બેસાડવાના અંગ્રેજોના પ્રયત્નોનું પરિણામ વાડગામના અપકીર્તિભર્યા કરારમાં આવ્યું !

ઈ. સ. ૧૭૮૦માં મરાઠાઓ સાથેની લડાઈ પાછી શરૂ થઈ તેથી અંગ્રેજોએ સૂરતની આજુબાજુનો પેશવાનો મુલક લઈ લીધો. થોડાક વખત પછી મઢી નદીની ઉત્તરનો પેશવાનો

પ્રદેશ પોતાને પાછો આપવા બદલ ફત્તેહસિંગરાવ ગાયકવાડે તાપીની દક્ષિણે આવેલા પ્રદેશમાંનો એનો પોતાનો ભાગ અંગ્રેજોને આપવાનું ઠેરવ્યું.

સૂરતની દક્ષિણે મરાઠાઓ લૂંટફાટ ચલાવ્યા કરતા હતા, અને તેઓ શહેરની દીવાલો સુધી પણ વારંવાર આવી પહોંચતા. પરંતુ ઈ. સ. ૧૭૮૦માં આ મરાઠાઓને અંગ્રેજ લશ્કરે એક જબરો ફટકો લગાવી દીધો. વધારામાં, દમણ પાસે આવેલા મરાઠાઓના બેત્રણ કિલ્લા પણ અંગ્રેજ લશ્કરે પડાવી લીધા. શહેરને વારંવાર ત્રાસ આપનારા આ મરાઠાઓને આમ ફટકા પડવાથી સૂરતમાં આનંદ છવાઈ રહ્યો.

પછી ઈ. સ. ૧૭૮૨ના સાલબાઈના કરારમાં એમ નક્કી કરવામાં આવ્યું કે ઈ. સ. ૧૭૭૫ પછી ગૂજરાતનો જે ભાગ અંગ્રેજોએ લઈ લીધો હોય તે સઘળો મરાઠાઓને પાછો સોંપવો. સૂરતની આસપાસનો મુલક અગાઉ માફક પેશવા અને ગાયકવાડ વચ્ચે વહેંચાયલો રહ્યો.

ઈ. સ. ૧૭૮૨ના ભયંકર વંટોળિયાને લીધે શહેરનાં મકાનોનો મોટો ભાગ નાશ પામ્યો. આ પહેલાંજ જાવા તથા ઇરાન સાથેનો સૂરતનો વેપાર બંધ પડયો હતો એટલે આ વંટોળિયો મોટી આફત સમાન બન્યો છતાં જેમતેમ શહેરે આ મુશ્કેલી પસાર કરી. પરંતુ સાતઆઠ વર્ષ પછીના કારમા દુકાળે તથા યુરોપની લડાઈએ જે કંઈ નુકસાન બાકી રહ્યું હતું તે પૂરું કર્યું અને સૂરતની ખરી અવદશા

બેઠી! શહેરની આવક ઘટી ગઈ. નવાબની પોતાની આવક પણ ઓછી થવાથી તે પૂરતું લશ્કર રાખી ન શકતો તેમજ યોગ્ય બંદોબસ્ત જાળવી શકતો નહિ. વળી શહેરના રક્ષણની ફરજ હવે અંગ્રેજોની હતી એમ પણ એ માનવા લાગ્યો. તેથી ઈ. સ. ૧૭૯૫ના કોમી હુલ્લડ વખતથી જ નવાબે શહેરસંરક્ષણની પોતાની જવાબદારી તદ્દન છોડી દીધી. આથી પરિસ્થિતિ ખરાબર પામી જઈ ઈ. સ. ૧૮૦૦માં નવાબનો સીધો વંશજ કોઈ ન રહેવાથી અંગ્રેજોએ સૂરતનો સંપૂર્ણ કબજો લઈ લીધો. આ પ્રમાણે સૂરતની નવાબી રાજસત્તાનો 'ધાર્યો' છતાં 'અણધાર્યો' અંત આવ્યો!

ઈ. સ. ૧૭૮૦ સુધી શહેર આબાદી અને મોજમજા ભોગવતું હતું. યુરોપ અને એશિયાની અનેક વેપારી પ્રજાઓના વહાણોથી તાપી નદી ભરાઈ ગયલી દેખાતી હતી. તાપીના કિનારા પર ઘણાં વહાણો ચાલુ બંધાતાં હતાં. મુખ્યત્વે પારસીઓ મોટા વહાણ બાંધનારા હતા. શહેરની આસપાસ પુષ્કળ ફળદ્રુપ જમીન હતી અને ઝાડપાનથી છવાયલા રસ્તાઓ પણ ઘણા હતા. નદીમાંથી વહાણમાં બેસીને જોઈએ તો શહેર રમ્ય અને આકર્ષક દેખાતું હતું. ફ્રેંચ ગાર્ડન, અંગ્રેજો તથા વલંદાઓની ગોદીઓ અને ભવ્ય અતિહાસિક કિલ્લો એ બધાં સ્થળો જાતજાતના રંગબેરંગી વાવટાઓથી શણગારાયલાં રહેતાં હતાં. કિલ્લાના બે જુદાજુદા બુરજો પર અંગ્રેજોનો અને મોગલ શહેનશાહનો એમ બે

વાવટાઓ ઊડતા હતા. કેટલાંક મુખ્ય વહાણો પર હજી પણ મોગલ વાવટો ફરફરતો હતો.

શહેરની આસપાસના બે–શહેરપનાહ અને આલમપનાહ–કોટની વચ્ચેની જગામાં શરૂઆતમાં રહેણાક મકાનો બહુ ઓછાં દેખાતાં હતાં. એ સ્થળમાં મુખ્યત્વે મોટા વાડી બંગલા નજરે પડતા હતા. 'મહમુદી બાગ', 'બેગમનો બાગ' તથા 'જુલમી બાગ' એ નામચીન બાગોથી શહેર શોભતું હતું.

શહેરમાં ગાડીઓ અને પાલખીઓ ફરતી અને નવાબોનાં તેમજ બીજા લોકોનાં વરઘોડાઓ તેમજ સરઘસો અવારનવાર નીકળતાં હતાં. નવાબનાં સરઘસો ઠાઠથી નીકળતાં અને તેમાં જુદાજુદા પ્રકારનો રસાલો પણ પુષ્કળ રહેતો.

પૈસો તથા આબાદી હોવા છતાં દિલ્હી દરવાજાના રસ્તા પરનાં પથ્થરનાં મકાનો સિવાય શહેરના બીજા બધા રસ્તા પર સારા દેખાવવાળાં મકાનો બહુ ઓછાં હતાં. ઘણે ઠેકાણે ફક્ત વાંસ તથા માટીનાં બનાવેલાં નાનાં મકાનો નજરે પડતાં. કેટલાક રસ્તાઓ પહોળા હતા ખરા પરંતુ ત્યાં પથ્થર જડાયા નહોતા તેથી વરસાદ હોય ત્યારે બહુ કાદવ થતો અને બીજી ઋતુઓમાં ધૂળ પણ અસહ્ય પ્રમાણમાં ઊડતી. ગલીઓમાં ગંદવાડનો પાર નહોતો. લોકો રસ્તાઓ પર દરેક જાતની ગંદકી કરતા અને તેથી રસ્તે ચાલનારાને ઘણું સંભાળવું પડતું ! નવાબનો મહેલ પણ ચોખ્ખો અને

બંને શાખાઓને આજ સુધી સરકાર તરફથી જુદીજુદી અનેક રીતે સહાય આપવામાં આવે છે.

ઈ. સ. ૧૮૪૨માં છેલ્લો નવાબ મરણ પામતાં સૂરતનું નૌકાદળ મુંબઈ બોલાવી લેવાયું અને દિલ્હીના મોગલ શહેનશાહનો વાવટો જે તે દિવસ સુધી શહેરના ઐતિહાસિક કિલ્લા પર ફરફરતો હતો તે નીચે ઉતારી નાંખવામાં આવ્યો ! મોગલ બાદશાહ અને તેના સૂબા–સૂરતના નવાબ–ની શહેર પર રહેલી નામની સત્તાનું પણ આ મુજબ પૂર્ણવિરામ આવ્યું!

ઈ. સ. ૧૮૦૦માં અંગ્રેજોના કાબૂમાં સૂરત આવ્યું ત્યારથી શહેરમાં સામાન્ય સુખશાંતિ પ્રસર્યાં પણ આબાદી તથા જાહોજલાલી ખાસ ટકવા ન પામી !

ઈ. સ. ૧૮૧૦માં અબ્દુલરહેમાન નામના એક માણસે પોતાને ઇમામ મેહદી તરીકે ઓળખાવી સુન્ની વહોરાઓને એકઠા કર્યા. એ લશ્કર વડે એણે માંડવીનાં નાનાસરખા હિંદુ રાજા પર હુમલો કર્યો અને તેનો કિલ્લો હાથ કરી રાજાને કેદ કર્યો. બૌધાનમાં રહ્યારહ્યા અબ્દુલરહેમાને સૂરતના અંગ્રેજોને કાગળો લખી ધમકી આપવા માંડી. ત્યારબાદ સૂરતમાં પણ એના માણસોએ તોફાન જગાવ્યું અને શહેરમાં બળવો થશે કે શું એમ લાગવા માંડ્યું. બૌધાન ગામ તરફ બે નાની લશ્કરી ઘોડેસ્વાર ટુકડી મોકલવામાં આવી. અંતે લડાઈમાં અબ્દુલરહેમાન મરાયો. એના ઘણા માણસો કપાઈ ગયા અને તોફાન શાંત પડી ગયું. માંડવીમાં પણ અંગ્રેજ

લશ્કરની મદદથી બધું ફરી પાછું વ્યવસ્થિત થઈ ગયું.

ઈ. સ. ૧૮૧૩માં ઉત્તર ગૂજરાતના ત્રાસજનક દુકાળને લીધે તે પ્રદેશથી રોગી, આળસુ તેમજ ભૂખે મરતા મુસાફરોનાં ટોળેટોળાં સૂરતમાં આવી વસ્યાં. તેમણે શહેરમાં રોગ પ્રસાર્યો તેમજ બીજું પણ ઘણું નુકસાન કર્યું.

ઈ. સ. ૧૮૧૦નાં તોફાનથી તેમજ ઈ. સ. ૧૮૧૩ પછીના રોગ વગેરેથી કંટાળી અનેક માણસો સૂરત છોડી મુંબઈ તરફ જવાં માંડયાં. આથી ઈ. સ. ૧૭૯૭માં શહેરની વસ્તી આઠ લાખની ગણાતી હતી તે એકદમ ઘટી જઈને ઈ. સ. ૧૮૧૬માં ફક્ત સવાથી દોઢ લાખની થઈ ગઈ! આમ વીસજ વર્ષમાં એંશી ટકા વસ્તી ઓછી થઈ, અને તે ઉત્તરોત્તર ઘટતીઘટતી ઈ. સ. ૧૮૪૭માં ફક્ત એંશી હજારની થઈ ગઈ! પચાસજ વર્ષમાં આઠ લાખ પરથી એંશી હજાર!!

ઈ સ ૧૮૨૫માં વેપાર છેક ઘટી ગયો. શહેરની સાંકડી વાંકીચૂકી શેરીઓમાં ઊંચી હવેલીઓ ઘણી હતી પરંતુ તેના માલિકો કયાં તો મોટે ભાગે મુંબઈ ચાલ્યા ગયા હતા અને જે શહેરમાં રહ્યા તેમાં જે વેપારીઓ હતા તેમની સ્થિતિ બગડી ગઈ હતી! થોડાક વહોરા તથા પારસી વેપારીઓની સ્થિતિ સંતોષકારક રહી હતી. બેકારી પણ વધતી ને વધતી ચાલી. ઈ. સ. ૧૮૩૭ સુધી દિવસેદિવસે સ્થિતિ વધુ બગડતીજ ગઈ અને ગરીબાઈ પણ ઝડપથી વધી ગઈ.

મકાનોના માલિકોની સ્થિતિ ખરાબ થઈ ગઈ હતી પણ

મકાનો હજુ હેમખેમ રહ્યાં હતાં. હવે તે પણ ઈશ્વરને ન ગમ્યું અને ઉપર ગણાવ્યું તે બધું શહેરની પાયમાલી માટે જાણે ઓછું હોય તેમ ઈ. સ. ૧૮૩૭માં એ અતિ ભયંકર આફતો શહેર પર ઊતરી પડી.

એ વર્ષના ઉનાળામાં એપ્રિલની ૨૪મી તારીખે માછલીપીઠમાં એક આગેવાન પારસીના મકાનમાંથી ઓચિંતી આગ શરૂ થઈ! ક્યાં તો એ પારસી આસપાસના લોકોમાં અપ્રિય હતો તેથી અથવા તો પારસીઓ અગ્નિપૂજક હોવાથી અગ્નિ પર પાણી ન છંટાય એવું કેટલાક જૂના ધર્મચુસ્ત પારસીઓ માનતા હોવાથી કે ગમેતેમ પણ આગ ઝડપથી વધી ગઈ. લાકડાંનાં મોટાંમોટાં મકાનો સળગી ઊઠતાં પણ બહુ વાર ન થઈ અને થોડાક કલાકમાં આગ ત્રણ માઈલ જેટલા વિસ્તારમાં ફેલાઈ ગઈ!! એ રાત્રિએ ૩૦ માઈલ દૂરથી ધુમાડાઓ જોઈ શકાતા હતા! શહેરના અમુકઅમુક વચ્ચેના લત્તાઓમાં તો કંઈ પણ બચી શક્યું નહિ. વધારામાં બીજે દિવસે જબરો પવન ફૂંકાયો અને આગલે દિવસે બચી ગયલા મહોલ્લાઓ તે વખતે સાફ થઈ ગયા. આગમાં નવહજાર ઉપર મકાનો રાખ થઈ ગયાં! બેસુમાર મિલકત નાંશ પામી અને જાનની ખુવારી પણ મોટા પ્રમાણમાં થઈ.

આ આગની બીજી અસર પણ બહુ ખરાબ થઈ. વેપાર ધંધો ઘટતો તો જતો હતો અને ઘણા બુદ્ધિશાળી હિંદુ તથા પારસી મુસલમાન વેપારીઓએ પોતાનાં રહેવાનાં મકાનો

આમ ગુમાવ્યાં એટલે હવે સૂરત શહેર પ્રત્યે પોતાની સ્થાવર મિલકત રૂપી કોઈ જાતનું ખેંચાણ ન રહેવાથી સૂરત છોડીને એ બધા મુંબઈ ચાલ્યા ગયા. જે આમ શહેર છોડી ગયા તે નસીબદાર પુરવાર થયા કેમકે થોડાજ મહિનામાં તાપીમાં અગાઉ કદી નહિ આવેલું એવું જબરું પૂર આવ્યું અને જાણે દરિયો શહેર પર ફરી વળ્યો હોય એમ લાગ્યું ! આ રેલથી ખૂબ નુકસાન થયું અને શહેરની મોટી દીવાલો ઠેકઠેકાણે તૂટી પડી. દોઢેક હજાર મકાન નાશ પામ્યાં ને અઢી હજાર મકાનો ભાંગ્યાંતૂટયાં થઈ ગયાં !

આ બીજી આફતથી લોકો તદ્દન નિરાધાર બની ગયા ! ઈ. સ. ૧૮૩૮માં લખનાર એક લેખક વર્ણવે છે તે મુજબ આ બે ત્રાસજનક બનાવોથી પોણા સૂરત શહેરનો નાશ થઈ ગયો હતો ! સૂરતની ' સૂરત ' એવી બદલાઈ ગઈ કે જાણે શહેરનો પ્રલયકાળ ન આવ્યો હોય ! હજુ આજે પણ ઈ. સ. ૧૮૩૭ અથવા સંવત ૧૮૯૩માં આવી પડેલી આ બે આસમાનીસુલતાની આફતો માટે ' ત્રાણુંની આગ તથા રેલ ' એ શબ્દપ્રયોગનો ઉપયોગ કરી એ કરુણ બનાવો માટે દારુણ સ્મરણો શહેરના લોકો પોતાના મગજમાં રાખી રહ્યા છે. તે વખતે નાશ પામેલી કંઈકંઈ ઇમારતોની ખાલી જમીનો આજે સો વર્ષ પછી પણ શહેરમાં ફરતાં આપણને કોઈક સ્થળે નજરે પડે છે. ખપાટીઆ ચકલા પાસે એક જમીન હજુ પણ ' બળી ભોંય ' (બળેલી જમીન) નામથી ઓળખાય છે ! ' '

આટલું વર્ણન કરતાંકરતાં રામુકાકાની આંખમાં પાણી આવી ગયાં અને સૂરત શહેર માટે લાગણીવશ થઈ જવાથી એમનો અવાજ ગળગળો થઈ ગયો ! મહેમાનોને તેમજ ચિત્ત-રંજનને પણ આ આબેહૂબ વર્ણનથી શહેરની આટલી દુઃખદ સ્થિતિ થઈ જાણી શોક થયો અને થોડી વાર બધાં મૂંગાં બેસી રહ્યાં !

ફરી પાછું કાકાએ પોતાનું રસિક વર્ણન શરૂ કર્યું 'સંવત ૧૮૯૩ની આ બે ભયાનક વિપત્તિઓને લીધે એટલાં બધાં માણસો શહેરમાંથી બહાર–ખાસ કરીને મુંબઈ તરફ– ચાલ્યાં ગયાં કે હું અગાઉ કહી ગયો તે પ્રમાણે ઈ. સ. ૧૮૪૭ માં શહેરમાં ફક્ત એંશી હજાર માણસો રહ્યાં ! ઈ. સ. ૧૭૯૭ માં આઠ લાખ માણસોથી ભરચક સૂરત ક્યાં અને ફક્ત પચાસજ વર્ષમાં ભાંગ્યુતૂટ્યું, બળી ગયલું, ઉજ્જડ અને વેરાન થઈ ગયલું માત્ર દશમા ભાગની વસ્તીવાળું ફક્ત એંશી હજાર માણસોનું સૂરત ક્યાં ? | સૂરતની વસ્તી ઈ. સ. ૧૮૪૭માં જેટલી ઓછી થઈ તેટલી ત્યાર પહેલાં કે ત્યાર પછી છેલ્લાં ત્રણસો વર્ષમાં કોઈ વખત થઈ નથી ! ' ત્રાણું 'ના બનાવોથી લોકો કેટલા ભયભીત થઈ ગયા હતા તેનો તમને આ પરથી ખ્યાલ આવશે.

ધીમેધીમે સ્થિતિ કંઈક સુધરવા લાગી અને કામચલાઉ નવાં મકાનો બંધાવાં માંડયાં. ફક્ત વહોરાઓએ મોટી સગવડ-ભરી હવેલીઓ બંધાવી. આથી ઈ. સ. ૧૮૫૧માં શહેરમાં વસ્તી વધી નેવું હજાર માણસોની થઈ.

ઈ. સ. ૧૮૫૮માં ગૂજરાતના રેલ્વેવ્યવહારનું મુખ્ય સ્થળ સૂરતને બનાવવામાં આવ્યું. આને લીધે શહેરની આબાદી વિશેષ ઝડપથી વધવા માંડી. શહેરમાં પૈસો પાછો આવવો શરૂ થયો. ઈ. સ. ૧૮૬૫ માં અમેરિકામાં લડાઈ થવાથી રૂના તેમજ સૂરતમાં ઉત્પન્ન થતી બીજી ચીજોના ભાવો બહુ ચડી જતાં શરૂઆતમાં સૂરત એકદમ શ્રીમંત થઈ ગયું અને પ્રખ્યાત સૂરતી પ્રેમચંદ રાયચંદે મુંબઈને ધ્રુજાવી નાંખ્યું ! બીજે વર્ષે મુંબઈ પર જે મોટી આર્થિક આફતો આવી તેમાંથી સૂરત પ્રમાણમાં ઠીક ઊગરી ગયું. સૂરતને મોટી ખોટ ગઈ તોપણ સારી બચત પણ રહી અને આ મુશ્કેલીમાં ઈશ્વરની કૃપાથી શહેર વળી ટકી રહ્યું.

ઈ. સં. ૧૮૬૯ પછી માલના ભાવ પાછા નીચા જવા લાગ્યા અને સૂરતમાં મિલકતની કિંમત ઓછી થવા માંડી. વેપાર કંઈક ઘટયો અને મજૂરીના દર પણ ઓછા થયા. છતાં નવા ધંધાઓ શરૂ થવા માંડયા એટલે એકંદર સ્થિતિ છેક બગડી નહિ. એ વર્ષો દરમ્યાન ઉપલા તેમજ મધ્યમ વર્ગોના લોકો જમણો પાછળ તેમજ મકાનો સુધરાવવામાં એટલી રકમ ખરચવા લાગ્યા કે સૂરતમાં ફરનાર કોઈને પણ એમ લાગે કે શહેરમાં સારો પૈસો છે. રસ્તાઓ પણ ચોખ્ખા રહેતા હતા અને જાહેર મકાનો તથા સુંદર બાગ પણ શહેરની ફરી પાછી ચાલુ થયલી સુવ્યવસ્થા તેમજ શ્રીમંતાઈ પુરવાર કરતાં હતાં.

એકાદ દાયકો આમ સારો પસાર થયો ત્યાં ઈ. સ. ૧૮૮૩માં તાપીમાં વળી મોટી રેલ આવી. ઈ. સ. ૧૮૮૯ એટલે સંવત ૧૯૪૫માં પાછી ભયંકર આગ શહેરમાં લાગી. આને ' પિસ્તાળીસ 'ની આગ તરીકે શહેરીઓ યાદ કરે છે. આ આફતો જાણે ઓછી હોય તેમ ઈ. સ. ૧૮૯૭માં જબરજસ્ત ' મરકી ' થઈ અને ઈ. સ. ૧૮૯૯–૧૯૦૦માં વિનાશકારક દુકાળ આવી પહોંચ્યો ! વિક્રમ સંવત ૧૯૫૬નો એ દુકાળ હોવાથી હજુ ઠેકઠેકાણે એને ' છપ્પનિયા ' તરીકે એક પ્રકારના ભૂતકાળના ત્રાસના સ્મરણ તરીકે ઓળખવામાં આવે છે. આમ ઓગણીસમી સદી પૂરી થતાં તો સૂરતમાં ફરી પાછી અનેક પ્રકારની પાયમાલી થઈ ગઈ! સાથેસાથે તાપી નદી પણ પુરાતી જતી હતી અને તેમાં ' બેટ ' વધતો જતો હતો.

વીસમી સદી શરૂ થતાં તરતજ ઈ. સ. ૧૯૦૪ની ' મરકી 'એ દેખા દીધી. ઈ. સ. ૧૯૧૪–૧૯૧૮ ની મોટી લડાઈની શરૂઆતમાં ઈ. સ. ૧૯૧૩–૧૪માં સ્પીશી બેંક, ક્રેડિટ બેંક તેમજ બીજી બેંકો ભાંગી પડવાથી સૂરત પાછું નરમ પડી ગયું હતું. પરંતુ લડાઈ દરમ્યાન તેમજ ત્યારપછીના વર્ષોમાં શહેર પુષ્કળ કમાઈ ગયું. છતાં ઈ. સ. ૧૯૧૮ તથા ઈ. સ. ૧૯૧૯ના ઈન્ફ્લુઅન્ઝાએ શહેરના હાલહવાલ કરી નાંખ્યા ! વળી પાછી ધંધાની મંદી પણ બધે આવી તેની અસર સૂરત પર થઈજ. ઈ. સ. ૧૯૩૨ પછી શહેરમાંથી હિંદમાં બધે થયું તેમ ઘણું સોનું વેચાઈ ગયું. છેલ્લેછેલ્લે તાપીમાં થયેલો હોડી અકસ્માત એ શહેર પર સખત ફટકો

હતો. આ મહાભારત લડાઈ તો હજુ ચાલે છે એટલે એની ખરી અસર તો પછીથી સમજાશે પણ એ લડાઈ દરમ્યાન મુંબઈથી નીકળી આવેલાં લગભગ અડધો લાખ માણસ સૂરતમાં વધી ગયાં ! ઈ. સ. ૧૯૪૨ના ઉનાળામાં તો મુંબઈના લોકોનો સૂરત પર એટલો ધસારો હતો કે વળી શહેરમાં મિલકતના ભાવ વધી ગયા અને મકાનો ભાડે મળવાં પણ મુશ્કેલ થઈ પડ્યાં. સૂરતથી અગાઉ લોકો મુંબઈ ભાગ્યા હતા તેમ પાછા મુંબઈથી ભાગી લોકો સૂરતમાં ભરાયા !

ઈ. સ. ૧૮૦૦માં સૂરતની નવાબી નાશ પામી તે પછી થયલાં અબ્દુલ રહેમાનનાં તોફાન બાબત હું તમને અગાઉ કહી ગયો. એ પછી સૂરત જિલ્લામાં એકંદરે શાંતિ રહી છે.

પરંતુ સૂરત શહેરમાં સરકાર તરફથી ચાલુ થયલા કેટલાક નવા કરવેરા સામે વિરોધ દર્શાવવા થોડાંથોડાં છમકલાં ઓગણીસમી સદીમાં અવારનવાર થયાં છે.

ઈ. સ. ૧૮૪૪માં નિમક (મીઠું) પર કર નંખાયો ત્યારે લોકોએ અદાલતનાં મકાન આગળ જઈ તોફાન મચાવ્યું. શહેરમાંનું લશ્કર બોલાવવાની ધમકીથી લોકો શાંત પડયા. આખરે સરકારે મુંબઈથી પણ લશ્કર બોલાવ્યું ને શહેરમાં સંપૂર્ણ શાંતિ સ્થપાઈ. મીઠાંનો કાયદો વધુ હરકત વગર બીજે મહિને શરૂ થયો.

ચાર વર્ષ બાદ શહેરમાં ચાલતા તોલકાંટાને બદલે અંગાળી વજનમાપ દાખલ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો.

લોકોએ ખૂબ વિરોધ કર્યો. કેટલાક દિવસ સુધી વેપારીઓએ હડતાલ પાડી. દરેક જ્ઞાતિએ પોતાનો અણગમો જાહેર કર્યો અને ઇંગ્લંડ સુધી જઈને પણ કાયદેસર રીતે લડી લેવા લોકોએ અડધો લાખ રૂપિયા ભેગા કર્યા. છેવટે લોકોનો ખરેખરો સખત વાંધો જોઈ સરકારે નવાં તોલ શરૂ કરાવવાનો વિચાર માંડી વાળ્યો.

ઈ. સ. ૧૮૫૭ના મોટા બળવા વખતે ભરૂચમાં તેમજ ગૂજરાતનાં બીજાં સ્થળોએ હુલ્લડો થયાં પણ સૂરત શાંત રહ્યું. ગૅઝેટિયર જણાવે છે કે એ વખતે પ્રખ્યાત એડ્રુસકુટુંબના શેખ સૈયદહુસેન એડ્રુસે સરકાર તરફ સારી વફાદારી બતાવી. આ સૈયદએડ્રુસ કુટુંબ છેક ઈ. સ. ૧૫૫૦માં અરબસ્તાનથી ગૂજરાતમાં આવી વસ્યું હતું અને એના એક નબીરાએ આ શહેરમાં વસવાટ શરૂ કર્યો. ઊંચા ખાનદાનને લીધે તેમજ એ કુટુંબના કેટલાક પુરુષો ચમત્કારી ગણાતા તેથી અસલથી સૂરતમાં એ કુટુંબને ઘણું માન આપવામાં આવતું. ઈ. સ. ૧૭૫૯માં તેમજ ઈ. સ. ૧૮૦૦માં ઈસ્ટ ઇંડિયા કંપનીએ સૂરતની સત્તા હાથ કરી ત્યારે આ એડ્રુસકુટુંબે કંપનીને મદદ કરી હતી. સરકાર તરફથી આ કુટુંબના માણસોને ખિતાબો તથા સાલિયાણું વગેરે આપવામાં આવે છે. આ કુટુંબના માણસોની અસર થવાથી બળવા વખતે સૂરતમાં કંઈ ખાસ તોફાન થયું નહિ.

ઈ. સ. ૧૮૬૦માં આવકવેરો દાખલ કરવામાં આવ્યો ત્યારે થોડુંક તોફાન સૂરતમાં થયું હતું. આવકવેરા માટેનાં

ફૉર્મ નહિ ભરવાં અને વેરા સામે વિરોધ બતાવવા હડતાલ પાડવા ત્રણચાર હજાર માણસો બરહાનપુરી ભાગળે ભેગાં થયાં પણ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ તથા ઘોડેસ્વાર પોલીસ આવતાં લોકો વિખરાઈ ગયા.

આ પછી એકંદરે શહેર ત્રણચાર દાયકા સુધી બહુ શાંત રહ્યું પરંતુ વીસમી સદીની શરૂઆત થઈ પછી ઈ. સ. ૧૯૦૭માં સૂરતની કોંગ્રેસમાં બે પક્ષો વચ્ચે જબરું તોફાન થયું એ નોંધવા જેવો બનાવ બન્યો. કોંગ્રેસ આખા હિંદમાં સ્થળેસ્થળે અડધી સદી થયાં મળે છે પણ સૂરતમાં થઈ તેવી મારામારી અગાઉ કે પછીની કોઈપણ બેઠકમાં થઈ નથી. સૂરત જેવા શાંત શહેરમાં કોંગ્રેસમાં આમ ભંગાણ પડયું ! એ જે ઠેકાણે થયું તે જગા તમે લાઇન્સમાં જોઈ આવ્યા છો.

વીસેક વર્ષ પછી બે કોમી હુલ્લડો ઈ. સ. ૧૯૨૭ તથા ઈ. સ. ૧૯૨૮માં થયાં અને અવારનવાર રાજકીય ચળવળો થાય છે તે સિવાય ખાસ બીજા નોંધવા લાયક પ્રસંગો શહેરમાં બન્યા નથી.

ઉપર મેં ગણાવી તે બધી મુશ્કેલીઓ 'ઈશ્વરના કોપ' સમી અમારા શહેર પર આવી છતાં એજ ઈશ્વરની કૃપાથી સૂરત એક મોટા શહેર તરીકે આજે પણ ટકી રહ્યું છે. આવી આફતોથી કંઈક શહેરો તદ્દન ખલાસ થઈ જઈ ઉજ્જડ બની ગયાં છે પણ સૂરત સંબંધી એમ બન્યું નથી એટલું સંતોષકારક છે.

ગૂજરાતીઓ વેપારીઓ તરીકે મશહૂર છે અને ગૂજરાતના સુલતાનોના વખતથી રાજધાનીનું શહેર અમદાવાદ ઘણું મોટું કેન્દ્ર અનેક બાબતોમાં રહ્યું છે. આજે પણ ઘણી મિલોને લીધે તેમજ એની ભૌગોલિક પરિસ્થિતિને લઈ અમદાવાદ ગૂજરાત, કાઠિયાવાડ, કચ્છ, મધ્યહિંદ તથા રજપૂતાનાના પ્રદેશો વચ્ચેનું વેપારનું મધ્યબિંદુ બન્યું છે. મુંબઈ તો સૂરતની રાખમાંથી મોટે ભાગે ઊભું થયું છે અને એનું આજનું વેપારી જગતમાંનું સ્થાન સુવિખ્યાત છે. આવાં બે મોટાં વેપારી કેન્દ્રો—મુંબઈ તથા અમદાવાદ—ની લગભગ બરાબર મધ્યમાં આવી રહેલું અમારું શહેર આ મધ્યસ્થપણાને લીધે પણ આજે અગત્યનું સ્થાન ધરાવે છે. મુંબઈ જેવા આંતરરાષ્ટ્રીય વેપારી મથકની એ એટલું પાસે આવેલું છે કે સૂરતના માણસો માટે એમ કહેવાય છે કે એમનો એક પગ સૂરતમાં ને બીજો મુંબઈમાં હોય છે ! રેલ્વે કંપનીએ થોડાં વર્ષ પર ' ફ્લાઇંગ રાણી ' ટ્રેન પણ મુંબઈ ને સૂરત વચ્ચે ખાસ શરૂ કરી હતી. આ બધાં કારણસર સૂરત પણ ધીમેધીમે પાછું ટટાર થતું જાય છે.

કાકાએ ઉમેર્યું ' સૂરત શહેરનો આટલો ઇતિહાસ મેં તમારી આગળ ટૂંકામાં વર્ણવ્યો. એ ચડતીપડતીનો ઇતિહાસ થોડેવત્તે અંશે સુરતની જુદેજુદે વખતે થયલી વસ્તીગણતરી પરથી પણ સમજી શકાય છે. હિંદમાં બરાબર વિગતવાર વસ્તીની ગણતરી ઈ. સ. ૧૮૭૨થી શરૂ થઈ. દર દસદસ વર્ષે ફરીથી ગણતરી કરવામાં આવે છે એટલે સૂરતની

વસ્તીના તે પહેલાંના આંકડા વસ્તીગણતરીના નિષ્ણાતોએ જુદાજુદા અંદાજો પરથી અડસટ્ટે મૂકેલા છે.

| ઈ. સ. | વસ્તી | ઈ. સ. | વસ્તી |
|---|---|---|---|
| ૧૬૯૦ | બે લાખ | ૧૮૭૨ | એક લાખ સાત હજાર |
| ૧૭૬૩ | સાતથી દસ લાખ | ૧૮૮૧ | એક લાખ નવ હજાર |
| ૧૭૭૪ | પાંચ લાખ | ૧૮૯૧ | |
| ૧૭૯૭ | આઠ લાખ | ૧૯૦૧ | એક લાખ વીસ હજાર |
| ૧૮૧૧ | અઢી લાખ | ૧૯૧૧ | ,, ,, પંદર ,, |
| ૧૮૧૬ | સવા લાખ | ૧૯૨૧ | ,, ,, સત્તર ,, |
| ૧૮૪૭ | એંશી હજાર | ૧૯૩૧ | અઠ્ઠાણુ હજાર* |
| | (ઓછામાં ઓછી) | ૧૯૩૫ | દોઢ લાખ |
| ૧૮૫૧ | નેવું હજાર | ૧૯૪૧ | એક લાખ બોત્તેર હજાર |

ઈ. સ. ૧૭૭૭માં પાર્સન્સ નામનો મુસાફર સૂરત આવ્યો હતો તે લખે છે કે સૂરત જેટલી ગીચ વસ્તીવાળું શહેર એણે કદી જોયું નહોતું. આમ જે શહેર પોણીબસો વર્ષ ઉપર આખી દુનિયામાં કદાચ સૌથી વધુ વસ્તીવાળું શહેર હશે અને બેશક હિંદુસ્તાનમાં તો સૌથી વધારે વસ્તી એ ધરાવતું હતું તે આજે મુંબઈ ઇલાકામાં તો શું પણ નાના સરખા ગૂજરાત પ્રાંતમાં પણ વસ્તીમાં પોતાનો પહેલો નંબર સાચવી શકયું નથી એ વાત કેટલી શોકજનક છે !

* ઘણાં કુટુંબોએ આ ગણતરી વખતે સહકાર આપ્યો નહોતો.

પરંતુ શહેરમાં વસ્તી ગમે તેટલી ઘટી ગઈ અને ઘણી દશીવીશી કંઈકંઈ પ્રકારની આવી ગઈ તેમજ આગ તથા રેલે શહેરનો સર્વનાશ કરી મૂક્યો તોપણ સૂરતની પ્રજા રસિક અને આનંદી રહી છે. સૂરતીઓ માટે ' સહેલાણી ' ' લહેરી-લાલા ' વગેરે શબ્દો અહીંના લોકોના સરળ તથા નિખાલસ સ્વભાવને ઉદ્દેશી ઘણીવાર વાપરવામાં આવે છે. સૂરત શહેર મોજીલું અને રંગીલું ગણાય છે. ગૂજરાતી સાહિત્યમાં થયલા સારા હાસ્યરસિક લેખકો મોટે ભાગે સૂરતના વતનીઓ છે. સૂરતના રસ્તાઓ પર ચાલતા લોકોની બોલવાની ખાસ લહેકાભરી લઢણ ધ્યાન ખેંચે એવી હોય છે. અહીંના વૃદ્ધ માણસો પણ શોખીન અને હસમુખા હોય છે. સૂરતીઓ ગાનતાનના ઘણા પ્રેમી હોય છે અને ઉત્સવોમાં પણ ઘણા જ રસથી ભાગ લે છે. એકંદરે સૂરતીઓ સંસ્કારી અને બુદ્ધિ-શાળી ચોક્કસ હોય છે. મિલઉદ્યોગ તેમજ એવા બીજા કેટલાક ઉદ્યોગો ન હોવાથી બહારથી જોનારને પહેલી નજરે સૂરતીઓ કંઈક આળસુ તથા બેપરવા લાગે બાકી લોકો ભોળા, ઉદાર અને સાફ હૃદયના ખરા; વળી ખટપટી પણ નહિ.

મુંબઈ ગૅઝેટિયર (ઈ. સ. ૧૮૭૭)માં આ મુજબ લખ્યું છે કે સૂરતના બધા લોકો–હિંદુ, મુસલમાન કે પારસી-ઠાઠ-માઠના, મોજમજાના અને સારા સુખી જીવનના શોખીન હોય છે. શહેરનાં જીવનનું એ આગળ પડી આવતું તત્ત્વ છે. હિંદુઓ લગ્નના વરઘોડા અને જ્ઞાતિજમણોમાં તેમજ મેળાઓ તથા ઉત્સવોમાં ખૂબ હોંસથી ભાગ લે છે. મુંબઈ પ્રાંતના બીજા

શહેરો કરતાં સૂરતમાં ન્યાતનાં જમણો તથા વરઘોડા સંખ્યામાં ઘણાં વધારે અને ખરચમાં વિશેષ મોંઘાં હોય છે. આ બાબતમાં ઉચ્ચ વર્ણના હિંદુઓમાં અને નીચ વર્ણનામાં કંઈ વિશેષ તફાવત રહેતો નથી. મેળાઓમાં લોકો મોટી સંખ્યામાં ભેગા થાય છે; એ વખતે તેઓ સારાંસારાં કપડાં પહેરી શોભીતા બળદોવાળી ગાડીમાં ખાસ દૂરદૂરથી આવે છે. પારસી તથા મુસલમાનો પણ આ મેળાઓમાં રસપૂર્વક ભાગ લે છે. પારસીઓ પોતાની અસલ પદ્ધતિનાં જમણો કરે છે. મુસલમાનોમાં વહોરાઓ શ્રીમંત હોવાથી ચડિયાતા પ્રકારનાં જીવનનાં શોખીન હોય છે. બીજા મુસલમાનો શહેરનાં સામાન્ય જીવન ઉપરાંત બે ઈદ વખતે પોતાની રસિકતા તથા આનંદી સ્વભાવ બતાવે છે; એમના તાબૂતને દિવસે પણ શહેરમાં ઘણી ધમાલ રહે છે........ટૂંકમાં, સૂરતની આગલી સંગીન વેપારી શ્રીમંતાઈ ગઈ છે છતાં તે વખતથી વંશપરંપરા ચાલુ રહેલી સૂરતીઓની ખર્ચાળ ટેવો હજુ જેવી ને તેવી માલૂમ પડે છે !

બિહારીલાલ કહેવા લાગ્યા ' ગૅઝેટિયરે આ મતલબનું લખ્યું છે એટલે એ પ્રમાણભૂત અભિપ્રાય ગણાય. વળી અમે પણ આપને ત્યાં ત્રણચાર દિવસ રહ્યા તેમજ શહેરમાં ફર્યા ને સૂરતીઓનો અનુભવ લીધો એટલે અમે પણ કહી શકીએ છીએ કે સૂરતીઓ રંગીલા, લહેરી, શોખીન તથા સંસ્કારી ખરા એની ના ન કહેવાય. '

કાકાએ કહ્યું ' હવે થોડું બાકી છે તે કાલે કહીશ. અત્યારે મોડી રાત થઈ છે એટલે તમે સહુ સૂઈ જાઓ. '

શહેરમાં જાણે દરેક ઘેર ચાની પરબ માંડી હોય એટલી ચા ' સાલમુબારક ' માટે અથવા મુરબ્બીઓને પગે લાગવા માટે આવનારને આપવામાં આવે છે. ઘેરેઘેર આંગણાંમાં સુંદર સાથિયાઓ પણ પૂરવામાં આવે છે. વૈષ્ણવમંદિરોમાં જાત જાતના અન્નકૂટ થાય છે. મનુષ્યો માટેની ખાવાની વાનીઓ બનાવવામાં ચતુર સૂરતીઓ ભક્તિભાવથી દેવને નૈવેદ ધરાવવા માટે અનેક ચીજો તૈયાર કરે ત્યારે તે કેટલી સુંદર અને રસભરી બનાવતા હશે તેની કલ્પના તમે કરી લેશો !

પછી અક્ષય્યનોમે અશ્વિનીકુમાર પાસે આવેલી મહાપ્રભુજીની બેઠકે અન્નકૂટ થાય છે ને તે દિવસે શહેરમાંથી સેંકડો માણસો ત્યાં જાય છે ને એક મોટા મેળા જેવોજ દેખાવ બેઠકની જગા આગળ થાય છે. કાર્તિક સુદ અગિયારસ એટલે પ્રબોધિની એકાદશી–જેને લોકવ્યવહારમાં દેવઊઠી અગિયારસ યાને દેવદિવાળી એમ પણ કહેવામાં આવે છે એ દિવસે ઘણા લોકો અગિયારસનું વ્રત પાળે છે ને અનેક ઘેર તેમજ બધે મંદિરોએ સાંજે તુળસીવિવાહ થાય છે. મકાનો તેમજ મંદિરો બહાર દીવાઓ ગોઠવવામાં આવે છે. મૂળ નાનાં શહેરમાં મહાદેવનાં બે પ્રાચીન મંદિરો અસલથી સુપ્રસિદ્ધ છે તેમાંના ભોળેશ્વર મહાદેવને પાલખીમાં પધરાવી કાશીવિશ્વનાથ મહાદેવનાં મંદિરે લઈ જવામાં આવે છે. તે વખતે અગાઉ તો ઘણો મોટો વરઘોડો નીકળતો ને રસ્તામાં વચ્ચે આવતાં મકાનોમાં રહેનારાઓ ખાસ એ વરઘોડા આગળ

દારૂખાનું ફોડતા. આ જમાનામાં એ વરઘોડાની જૂની મહત્તા રહી નથી.

ચાતુર્માસમાં ચાલતાં કથાપુરાણની કાર્તિકી પૂનમે મોટે ભાગે સમાપ્તિ થાય છે એટલે તે દિવસે પણ બધે મંદિરોએ અને કથા બેઠી હોય એવે બીજે સ્થળે ઘણી ધમાલ રહે છે. ભગવાનનાં લગ્ન તુળસી સાથે થઈ જાય ત્યારથી શહેરમાં લગ્નો પણ થવા માંડે છે.

માગશર માસમાં દરેક સોમવારે ખૂબ લોકો નવસારી ઉર્ફે ઉધના દરવાજે થઈ ધૂળીઆ અથવા ભીડભંજન મહાદેવના દર્શને જાય છે.

પોષ મહિનાની પૂનમે આખાં શહેરનાં કુળદેવી સમાં અંબાજીમાતાનો જન્મદિવસ ઠાઠથી ઊજવાય છે. એ મહિનામાં સૂર્યનું ઉત્તરાયણ થાય છે અને એ દિવસને મકરસંક્રાંતિ પણ કહે છે. એ દિવસે લોકો બધા શહેરોમાં કરે છે તેમ બ્રાહ્મણોને દક્ષણા આપે છે તેમજ અન્ય વર્ગને દાન આપે છે પરંતુ અમારા શહેરમાં ઉતરાણ અથવા સંક્રાંતિની એક ખાસ આગળ તરી આવતી વિશિષ્ટતા તો તે દિવસે આકાશમાં દેખાતા અનેક પતંગો છે. માગશર મહિનાથીજ પતંગો—જેને સુરતમાં 'કનકવા' પણ કહેવામાં આવે છે તે—દેખાવા માંડે છે અને ધીમેધીમે તે સંખ્યામાં વધતા જાય છે. મકરસંક્રાંતિને દહાડે તો સાધારણ રીતે રાતે જેટલા તારા આકાશમાં દેખાય તેટલા દિવસે કનકવા નજરે પડે ! આજે તો હવે કનકવાનો

શોખ લોકોનો પહેલાં કરતાં ઘણો ઓછો થઈ ગયો છે બાકી હું બાળક હતો તે વખતે અગાસીઓમાં ઠેકઠેકાણે ઘરડા માણસો પણ પતંગ ચગાવતા નજરે પડતા, અને જાણે શહેરની બધી વસ્તી અગાસીઓમાં અને છાપરાંઓ પરજ રહેતી હોય એમ લાગતું ! એકબીજાના પતંગની લડાઈ જેને અમે સૂરતીઓ 'પેચ' કહીએ છીએ તે પણ ઠેરઠેર જોવામાં આવતી. સંક્રાંતિ અગાઉની પતંગ માટેની તૈયારીઓ સૂરતી પ્રજા કોઈ યુદ્ધ ન લડતી હોય તે મુજબની થતી ! સંક્રાતિને બીજે દિવસે 'વાસી' સંક્રાંતિ ઊભી કરી તે પણ સૂરતીઓ હોંસથી ઊજવે છે. પછી પતંગો ઓછા થઈ જાય છે પણ છેલ્લાછેલ્લા લોકો સ્ટેશનની પૂર્વમાં ધોબીઘટ્ટે પોષવદ અમાસે જઈ કનકવા ચગાવવાનો તે વર્ષનો શોખ પૂરો કરે છે.

મહા મહિનો શરૂ થતાંજ વસંતપંચમી આવી પહોંચે છે ને શહેરમાં લગ્નોની ધામધૂમ મોટા પ્રમાણમાં શરૂ થાય છે. તુળસીવિવાહ થાય ત્યારથીજ હિંદુઓમાં લગ્નો તો થવાંજ માંડ્યાં હોય છે પરંતુ સૂર્યનું ઉત્તરાયણ મકરસંક્રાંતિએ થઈ ગયા પછીજ વળી અમુક ઊંચી જ્ઞાતિઓમાં ચોગ્ય ધાર્મિક રીતે લગ્નો થઈ શકે છે. આથી મહા મહિનામાં વિશેષ લગ્નો થાય છે. સૂરતમાં લગ્નોનો ઠાઠમાઠ પણ બીજાં શહેરો કરતાં વધુ હોય છે. લોકો મોટામોટા શોભીતા માંડવાઓ બંધાવે છે ને તેમાં સરસ ચિત્રો, કાગળનાં રંગીન સુશોભિત તોરણો તેમજ સુંદર ઝુમ્મરો ( અસલ ઢબનાં મીણબત્તીથી સળગા-

વવાનાં કાચના લટકણિયા દીવાઓ ) ટાગે છે. કન્યાના લગ્ન હોય તે ઠેકાણે વળી વિશેષ શોભા કરી હોય છે ને પરણનાર વરરાજા તથા કન્યાને માટે લગ્નવિધિ કરવા બેસવાનો ખાસ નાનો મંડપ–જેને સૂરતમા અમુક જ્ઞાતિઓ ' ચોરી ' કહે છે ને ઘણી જ્ઞાતિઓ ' માહ્યરૂ ' કહે છે–એ બહુજ સુંદર અને આકર્ષક રીતે શણગારેલો હોય છે વરને ત્યાથી કાઢવામાં આવતો વરઘોડો પણ પુષ્કળ સાબેલા તથા શરણાઈ વગાડનારા ઢોલીઓ તેમજ વાજા વાળા સાથે નીકળે છે અને ઘણે મહોલ્લે ફરી પછી કન્યાને માડવે જાય છે. ' સાબેલો ' એટલે શુ તે જાણો છો ?

બિહારીલાલ બોલ્યા ' હા એ તો ચિત્તરંજનભાઈએ અમને સમજાવ્યુ છે. '

કાકાએ આગળ ચલાવ્યું ' વરઘોડામા સ્ત્રીઓ પણ સુંદર લગ્નગીતો ગાતી ગાતી વરની પાછળ ચાલે છે. સૂરતમા લગ્નગીતો સરસ ગવાતા હોય છે ને તેમા પણ નાગરસ્ત્રીઓ તો અદ્‌ભુત મધુરતાથી એ ગીતો ગાય છે. સૂરતના વાજા વાળા જેઓ મોટે ભાગે મુસલમાન હોય છે તે પણ વાજાં વગાડવા માટે બહુ પ્રખ્યાત છે ને એમાથી કેટલાક ' બૅન્ડો 'ને પરગામ પણ બોલાવવામા આવે છે એ ' બૅન્ડો ' નાટકી તથા સીને-માના ગાયનો આબેહૂબ વગાડે છે એટલુ જ નહિ પણ રાગદારી શાસ્ત્રીય ગાયનો પણ અવારનવાર વગાડે છે લગ્ન વખતના જમણો સંબંધી તો રસિક સૂરતીઓ માટે કહેવાપણું શું

હોય ? ટૂંકમાં ' વાણિયો વરઘોડે ને વહોરો વેપારે ' એ કહેતી સૂરતમાં ચાલુ થઈ છે તે બરાબર છે.

વળી આ મહા મહિનામાં અને અંગ્રેજી મહિનાની ગણતરી મુજબ ૨૫મી ફેબ્રુઆરીએ વીરકવિ નર્મદની જયંતી પણ વીસેક વર્ષ થયાં ઊજવાય છે. શરૂઆતનાં દસબાર વર્ષ તો એ વધુ ઠાઠથી ઊજવાતી ને ગૂજરાતના કંઈક સાક્ષરો એ મહાપુરુષ વિષે વ્યાખ્યાનો કરી જતા અને સૂરતની જનતા એ સાંભળવા રસપૂર્વક ભેગી થતી.

જ્યાં ફાગણ મહિનો શરૂ થાય કે આખા શહેરમાં હોળી માટેની તૈયારીઓ થાય છે. હોળી પાસે આવવા માંડે છે તેમતેમ છોકરાઓનું તોફાન વધતું જાય છે. રસ્તે જનારા પાસે મહોલ્લેમહોલ્લે છોકરાઓ પાઈપૈસો માંગી હોળી માટે એકઠો કરે છે. પાઈપૈસા કે ઢબુને પારો ચોપડી ચાંદીના સિક્કા જેવો તેનો દેખાવ કરી લોકોને છેતરે, લોકો પર રંગ છાંટે અને જતાઆવતા માણસોને હોળૈયાઓ આમ અનેક પ્રકારે પજવે. હવેના જમાનામાં હોળીનું તોફાન પણ બહુ ઘટી ગયું બાકી હું બાળક હતો ત્યારે તો એક હોળીના છોકરાઓ બીજી હોળીવાળા સાથે અવારનવાર મારામારી પણ કરતા અને કેટલીક વખત ' વેગણબાજી ' એટલે બાફેલાં રીંગણાંથી જુદીજુદી હોળીના હોળયાઓની મારામાર થતી. હોળી સળગાવવાના આગળના બેત્રણ દિવસથી છૂપી રીતે બાળવાનાં લાકડાં ભેગાં કરવા છોકરાઓ મંડ્યા રહેતા અને કોઈકનાં

જૂનાં બારીબારણાં, કોઇકિનાં નામનાં પાટિયાં અને કોઇકિનાં જૂના દાદર કે ખાટલાઓ તેઓ ઉપાડી લાવતા ! આને ' શિકાર ' કહેવામાં આવતો !

હોળીને બીજે દિવસે ધૂળપડવે વષ્ણુવમંદિરોમાં દોલોત્સવ થાય છે ( દોલ=હીંચકો ). હોળીની આગળ પાછળ એક મહિનો મંદિરોમાં ' હોરી ' પણ ગવાય છે. વળી સૂરતની એક જબરી વિશિષ્ટતા હોળી દરમ્યાન અગાઉ હતી તે ' ઘીસ 'ની પ્રથા. સૂરતમાં કંઇક જમાના થયાં ' શહેરની ' અને ' પશાંની ' એમ બે ' ઘીસ ' ઠાઠભેર નીકળતી; હવે એ રસિક ધાંધલવાળી ઘીસો નીકળતી નથી. ' ઘીસ 'નો ખ્યાલ તમને બહારગામનાઓને ન આવે પણ ઘીસ એટલે—'

ચિત્તરંજન વચમાં બોલી ઊઠયો ' કાકા ! તમે મને આગળ જે એ વિષે સમજાવ્યું હતું તે બધું ટૂંકમાં મેં મહેમાનોને બાલાજીમંદિરની હોળી દેખાડી ત્યારે કહી દીધું છે તેથી ' ઘીસ 'નો અર્થ હવે આ બધાંને બરાબર ખબર છે.'

રામુકાકાએ એક સરસ પાન સફાઇદાર રીતે બનાવી તે ખાતાંખાતાં ફરી વર્ણન કરવા માંડયું ' ચૈત્ર મહિનો શરૂ થતાં નવો શાલિવાહન શક શરૂ થાય છે. સૂરત દક્ષિણ પ્રદેશની પાસે હોવાથી ને એક વખત કોંકણનો ભાગ ગણાતો હોવાથી ગુડીપડવાથી શરૂ થતાં નવાં ચૈત્રી વર્ષની થોડી ધમાલ અમારા શહેરમાં દેખાઇ આવે છે. ઘેરઘેર તેમજ મંદિરોએ બારી-

બારણાં તેમજ કંમાનો પર લીમડાની ડાળીઓ ટાંગવામાં આવે છે, અને ગોળની બનાવેલી ગળી ચીજ લોકો ખાય છે.

એવી પડવાથી નવરાત્રી પણ શરૂ થાય છે ને અંબાજી-માતાના પ્રસિદ્ધ મંદિરે હજારો માણસ નવ દિવસ સુધી દર્શન માટે જાય છે. આ મહિનાના નવરાત્રની ધમાલ સૂરતમાં હોય છે તેવી મને ખબર છે ત્યાંસુધી બીજા શહેરોમાં હોતી નથી. નવરાત્રની આઠમે તો અંબાજીમાં ઘણી ભીડ થાય છે.

ચૈત્ર સુદ નોમ—રામનવમી—નો દિવસ બધે ઉત્સવ તરીકે પાળવામાં આવે છે ને ગોરા રામજી તેમજ બાલાજીમંદિર આગળના રામજીમાં તથા શહેરમાં અન્ય રામમંદિરોએ રામચંદ્રજીનો જન્મદિવસ ભપકાબંધ ઊજવાય છે. આ દિવસે શ્રી સ્વામીનારાયણનો જન્મોત્સવ સત્સંગીઓ ઊજવે છે.

ચૈત્ર સુદ ચૌદશે નાગરલોકો પોતાના ઇષ્ટદેવ હાટકેશ્વર મહાદેવનો ઉત્સવ ઠાઠથી ઊજવે છે. પૂનમે પાતાળી તથા રોકડીઆ હનુમાન તેમજ શહેરમાંનાં હનુમાનનાં બીજાં મંદિરો રામચંદ્રજીના એ ભક્તની જયંતી ઊજવે છે. વદ એકાદશીએ વૈષ્ણવો શ્રી વલ્લભાચાર્યનો જન્મદિવસ ઊજવે છે; એ નિમિત્તે ચોટેમંદિરે સભા થાય છે અને એઓશ્રીનું જીવનકાર્ય સમજાવવામાં આવે છે.

વૈશાખ સુદ ત્રીજે પરશુરામજયંતીનો દિવસ અને અક્ષય્યતૃતીયા યાને અખાડત્રીજ હોય છે એટલે બ્રાહ્મણોને,

તે વખતે ઉત્પન્ન થતી ચીજો દાનમાં આપવામાં આવે છે. ખેતીને અંગે અખાડત્રીજ બહુ અગત્યની છે એટલે આપણા ખેતીપ્રધાન દેશમાં એ દિવસનું ખાસ મહત્ત્વ છે.

વૈશાખ સુદ પાંચમે આદ્ય શ્રી શંકરાચાર્યનો જન્મદિવસ બાલાજીમંદિરમાં તેમજ અન્ય સ્થળોએ ઊજવાય છે. શંકરજયંતી નિમિત્તે સભાઓ થાય છે અને વિદ્વાનો એ મહાપુરુષનાં તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો વિષે વ્યાખ્યાનો આપે છે.

સુદ ચૌદશે નૃસિંહઅવતારની જયંતીનો ઉત્સવ મંદિરોમાં થાય છે.

વળી વૈશાખ મહિનો અને મે મહિનાની રજા કોર્ટો, કોલેજો તથા નિશાળોમાં એકસાથે આવે છે એટલે ચાલુ જમાનામાં વૈશાખમાં લગ્નો વિશેષ પ્રમાણમાં થાય છે. લગ્નો કેવા ઠાઠથી આ શહેરમાં ઊજવાય છે તે હું તમને આગળ કહી ગયો છું. વધારામાં, સૂરત સંગીતશોખીન હોવાથી નવાબી વખતથી મોટામોટા શેઠિયાઓ પોતાને ત્યાં લગ્નપ્રસંગે રામજનીનાં નાચગાયનની મિજલસો ગોઠવતા. હવે એ ચાલ લગભગ નીકળી ગયો છે છતાં લગ્ન અંગે ગવૈયાનું ગાયન અથવા હરિકીર્તન ઘણી જગાએ કરાવવામાં આવે છે.

જેઠ સુદ પુનમે વટસાવિત્રીની પૂજા નવાં પરણેલાં દંપતી વડ નીચે બેસી કરે છે અને બીજાં શહેરોમાં સ્ત્રીઓ કરે છે તેમ સૂરતની સ્ત્રીઓ પણ વટસાવિત્રીનું વ્રત ઊજવે છે.

અષાડ મહિનો શરૂ થાય એટલે બીજને દિવસે

રથયાત્રાનો તહેવાર વૈષ્ણવમંદિરોમાં ઉત્સાહથી ઊજવવામાં આવે છે. અષાડ સુદ સાતમે તાપી નદીનો જન્મદિવસ ઊજવવામાં આવે છે.

અષાડ સુદ અગિયારસ–દેવશયની એકાદશીએ ચાતુર્માસ શરૂ થાય છે. આ અગિયારસથી ચાર મહિના સુધી લોકો વ્રતવ્રતાદિક વધારે કરે છે. બીજાં શહેરોમાં હિંદુ પ્રજા ચાતુર્માસ ઓછેવત્તે અંશે પાળે છે પરંતુ સૂરતમાં વધુ ભક્તિભાવથી ને વિશેષ ધાર્મિક રીતિએ આ ચાર મહિના માણસો દેવદર્શન કરવામાં તથા કથાવાર્તા સાંભળવામાં પસાર કરે છે.

સૂરતનાં ઘણાં મંદિરોમાં શયનીએકાદશીથી કથાપુરાણની શરૂઆત કરવામાં આવે છે એટલે ચાર દિવસ પછી આવતી ગુરુપૂર્ણિમાના દિવસનું મહત્ત્વ ઘણું રહે છે; કથાકારોનું લોકો પૂજન કરે છે. આમ તો અમારા શહેરનાં મંદિરોમાં તેમજ જ્ઞાતિઓની વાડીઓમાં કથાપુરાણ અને જ્ઞાનવાર્તા સાધુસંતો બારેમાસ ચલાવતા હોય છે; ફક્ત ચાતુર્માસમાં એ પ્રવૃત્તિ વધી જાય છે. આ પૂનમથી મંદિરોમાં હિંડોળા÷ પણ શરૂ થવા માંડે છે.

અષાડ સુદ તેરસથી પાંચ દિવસ સુધી ગૌરીપૂજન–ગોરમાનું વ્રત કુમારિકાઓ ખૂબ હોંશભર્યા આનંદથી કરે છે. એની સાથેસાથે અલૂણાવ્રત–મીઠું ન ખાવાનું વ્રત–પણ છોકરીઓ ઊજવે છે. ગોરમાનાં ગીતો તથા ગરબાઓ મહોલ્લે

÷ કઠેરાવાળો મોટો હીંચકો.

મહોલ્લે ગવાય છે; ને અંબાજીમાં દર્શન માટે પણ આખા શહેરમાંથી છોકરીઓ જાય છે.

અષાડ વદ અમાસ–દિવાસા–ના દિવસનું મહત્ત્વ સૂરત જેવાં બંદરનાં શહેર માટે ઘણું હોય છે; એ દહાડે નાવડી બંદરે મેળો ભરાય છે. બંદર તરીકેનું સુરતનું અગત્ય ઓછું થયું તેમતેમ આ મેળો પણ ઓછો થવા માંડયો પરંતુ હજુ એક નાનોસરખો મેળો પણ થાય છે ખરો.

પછી ઉત્સવોનો ખાસ મહિનો શ્રાવણ શરૂ થાય છે. સુદ પાંચમે–નાગપંચમીએ લોકો ઘરની ભીંત પર નાગ ચીતરે છે ને તેની પૂજા કરે છે. રાંધણછઠે ઘણા લોકો રસોઈ કરી તે શીતળા સાતમે ખાય છે ને એ સાતમે આ ઘરોમાં કોઈ પણ પ્રકારે ચૂલો સળગાવવામાં આવતો નથી.

શ્રાવણ સુદ નોમે છોકરાવાળી દરેક સૌભાગ્યવતી સ્ત્રી નોળિયાની પૂજા કરે છે અને નોળીનોમ ઊજવે છે.

શ્રાવણ મહિનાની શરૂઆતથી વૈષ્ણવમંદિરોમાં હિંડોળાઓનો ઠાઠ તથા ભપકો વધતો જાય છે. હિંડોળા તો બધાં શહેરોમાં થાય છે પણ સૂરતના લોકો રસિક, શોખીન તથા કળાપ્રેમી હોવાથી ઘણા સુંદર હિંડોળા તૈયાર કરે છે. શ્રાવણ સુદ પૂનમે હિંડોળા વિસર્જન કરવામાં આવે છે ત્યાં સુધીમાં તો ભક્તજનો પોતપોતાના ખાસ મંદિરોમાં કંઈકંઈ પ્રકારના હિંડોળાઓ ગોઠવે છે. મોટેમંદિરે, બાલાજી આગળનાં પાંચ મંદિરોમાં તેમજ લલ્લુજી, આચાર્યજી, ગોવિંદજી

તથા બેઠકને મંદિરે બહુ મોટી સંખ્યામાં દર્શન માટે લોકો પડાપડી કરે છે. કળા રસિકતામાં મંદિરો એકબીજા સાથે હરીફાઈ કરે છે ને દરેક મંદિર બીજા મંદિરો કરતાં વધુ સરસ હિંડોળા તૈયાર કરવાની આતુરતા રાખે છે. હિંડોળાના એક મહિના દરમ્યાન પહેલાં અક્કેક હિંડોળો મૂકાય છે, પછી ત્રણત્રણ, પછી પાંચપાંચ ને વિશેષ જગા હોય તો સાત હિંડોળા સુધી ગોઠવવામાં આવે છે ને તેના પર અનેક પ્રકારની શોભા કરવામાં આવે છે. પુષ્પોમાંથી કેટલી જુદીજુદી રીતની કળાત્મક તથા આકર્ષક ગોઠવણી થઈ શકે એ આ હિંડોળાઓ સચોટ બતાવે છે. વળી કેળના, કેવડાના, આસોપાલવના, શાકભાજી તથા ફળફૂલના અને રેશમના તેમજ એવી બીજી કંઈકંઈ ચીજોના શોભાયમાન હિંડોળા સૂરતના મંદિરોમાં થાય છે અને મંદિરોમાં કળા પરાકાષ્ઠાએ પહોંચે છે.

મોટું મંદિર વૈષ્ણવોનું મુખ્ય સ્થાન હોવાથી અને તેથી સધિનસંપત્તિમાં બીજાં મંદિરો કરતાં ચઢિયાતું હોવાથી હિંડોળામાં, અન્નકૂટોમાં તેમજ મંદિરોમાં થતાં બધાં દર્શનોની બાબતમાં એ સૌથી મોખરે હોય છે. અમુક તહેવાર કયે દિવસે પાળવો તે વિષે પણ મોટાંમંદિરનો નિર્ણય છેવટનો ગણાય છે.

સુદ બારસે ઠાકોરજીને પવિત્રાં ધરાવવા માટે વૈષ્ણવોની દોડાદોડ મંદિરોએ ચાલતી હોય છે ને મોટાંમંદિરને ટેકરે એ દિવસે મેળો ભરાય છે.



તાપી પરનો સુરત તથા રાંદેરને જોડતો હોપ-પુલ

[ પૃ ૧૮૯

સુદ પૂનમે બળેવનો મોટો તહેવાર આવે છે. તે દિવસે તાપીકિનારે બ્રાહ્મણો જનોઈ બદલવા જાય છે. વળી દરેક બહેન પોતાના ભાઈને આખા વર્ષનું સુખ ઇચ્છવા અને તે નિમિત્તે રાખડી બાંધવા સારાંસારાં કપડાં પહેરીને જાય છે તેની પણ ધમાલ ચાલતી હોય છે. ભાઇબહેન બંને જુદેજુદે ગામ હોય એવા આજના જમાનામાં બહેનો ટપાલથી પણ ભાઈઓને રાખડીઓ મોકલે છે.

વળી આ દિવસે નાળિયેરી પૂનમ પણ હોય છે અને જ્યારથી સૂરત બંદર તરીકે મહત્ત્વનું સ્થળ બનવા માંડયું હતું ત્યારથી નદીની પૂજા નાળિયેર અંદર નાંખી તેમજ બીજી રીતે કર્યા પછી વેપારીઓ તેમજ ખલાસીઓ વહાણોમાં બેસી દૂરદૂર જતા. હજુ પણ નદીમાર્ગે સૂરતનો થોડો વ્યવહાર રહ્યો હોવાથી તેમજ અસલથી રિવાજ ચાલુ હોવાથી પૂનમ તથા પડવાને દિવસે ડક્કાઓવારા પર તેમજ કિલ્લાના મેદાનમાં મોટો મેળો ભરાય છે. આ મેળાની ધમાલ જબરા પ્રમાણમાં હોય છે. લોકો સ્ટીમલૉંચમાં તેમજ હોડીઓમાં બેસી નદીમાં થોડીક સહેલગાહ કરી આવે છે. હોડીમાં બેસી એ સહેલ તથા આનંદ કરવામાં થોડાં વર્ષ પર તાપીમાં એક હોડી ડૂબવાનો ભયંકર અકસ્માત થઈ ગયો ને કેટલાં બધાં માણસોનો જીવ ગયો! એ વખતનો શહેરનો ગભરાટ તથા તડફડાટ હજી આટલે વખતે પણ હું ભૂલી શકતો નથી! કેવી કમનસીબ હોનારત!' આટલું બોલતાં કાકાની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

પાછા જરા સ્વસ્થ થઈ તપખીર સૂંઘી કાકાએ વર્ણન આગળ ચલાવ્યું 'બળેવ જાય કે આખું શહેર જન્માષ્ટમી તથા ગોકળઆઠમની તૈયારીઓ કરવા મંડી પડે છે. આખા હિંદુસ્તાનમાં કૃષ્ણજન્મ દર વર્ષે અસાધારણ ભવ્યતાથી ઊજવાય છે તેવીજ રીતે સૂરતમાં પણ ઊજવાય છે. મંદિરોમાં તેમજ ઘરોમાં પણ કૃષ્ણજન્મ તથા જુદીજુદી જાતના ઉત્સવો અને પ્રસાદો થાય છે. પરંતુ સૂરતમાં આઠમની વિશિષ્ટતા એ છે કે શ્રાવણ વદ આઠમ, નોમ તથા દસમ એ ત્રણ દિવસ ડણપીઠથી ઘડિયાળ સુધીના મોટા રસ્તા પર અમારા શહેરનો સૌથી મોટામાં મોટો મેળો ભરાય છે. આ મેળામાં હજારો માણસો ભાગ લે છે અને સેંકડો માણસો આસપાસનાં ગામડાંઓમાંથી પણ આવે છે.

એ મેળાની ધમાલ બરહાનપુરી ભાગળથી પારસીશેરી સુધી સૌથી વિશેષ હોય છે. વળી પારસીશેરીમાં આઠમના મેળા દરમ્યાન ઘણું મોટું ફર્નિચર બજાર પણ ભરવામાં આવે છે અને નાનાંમોટાં કબાટો, ટેબલો, ખુરશીઓ, પલંગો અને એવી બધી લાકડાંની સુંદર, કળામય ચીજો વેચાય છે. સૂરતની શોખીન પ્રજા આ વસ્તુઓની ખરીદી પણ મોટા પ્રમાણમાં કરે છે.

વદ નોમને દિવસે વહેલી સવારથી મંદિરોએ પારણાંનાં દર્શનની અને દધિઉત્સવની તેમજ 'જયશ્રીકૃષ્ણ' એક-બીજાને કરતાકરતા દર્શન કરવાને ઉત્સુક હજારો વૈષ્ણવોની

જબરજસ્ત ભીડાભીડ હોય છે. એ દિવસ છડીનોમ પણ કહેવાય છે અને ગલેમંડી આગળ છડી અંગે મેળો ભરાય છે.

આ ઉપરાંત શ્રાવણને દર સોમવારે વરિયાવી ભાગળથી કતારગામ સુધી કંતારેશ્વર મહાદેવનો મેળો ભરાય છે. સૂરતમાં શ્રાવણ સોમવારે કંતારેશ્વર મહાદેવનાં દર્શન કરવા ઘણાં માણસો જાય છે. શહેરની બીજી ત્રણ બાજુ આવેલા વૈદરાજ મહાદેવ ( અશ્વિનીકુમાર ) રામનાથ તેમજ ભીડભંજન અથવા ધૂળીઆ મહાદેવ પણ લોકો શ્રાવણ સોમવારે જાય છે.

ભાદરવો મહિનો શરૂ થાય છે કે સ્ત્રીઓ હરિતાલિકા ત્રીજ ( કેવડાત્રીજ )નું વ્રત કરે છે.

દક્ષિણ પ્રદેશની પાસે સૂરત આવેલું હોવાથી અમારા શહેરમાં ભાદરવા સુદ ચોથે ગણેશોત્સવ ઘણે ઠેકાણે ઉજવાય છે. સૂરતમાં દક્ષિણીઓની વસ્તી પણ ઠીક પ્રમાણમાં છે. અસલ રક્કા તથા રાજાઓવારે તેમજ ગંગાધર શાસ્ત્રીની હવેલી આગળ ગણપતિચોથ અંગે મેળો પણ ભરાતો. હજુ પણ અનંતચતુર્દશીએ ગણપતિની માટીની મૂર્તિ નદીમાં પધરાવી દેવા શહેરમાં કેટલાંક સરઘસો નીકળે છે. પંદરેક વર્ષ પર એ અંગે શહેરમાં તોફાન પણ થયું હતું. આ ચોથને લોકો અહીં પથરાચોથ પણ કહે છે. આ દિવસે ચંદ્રને જોઈ જાય તો તેના પર ચોરીનું આળ આવે પણ ચંદ્ર જોનાર બીજાની ગાળો ખાય તો તેના પર કંઈ તહોમત ન આવે એવી માન્યતા

પ્રચલિત હોવાથી તે દિવસે ચંદ્ર જોયલા માણસો બીજાં માણસોનાં મકાનો પર તેમજ પતરાં પર જાણી જોઈને પુષ્કળ પથરા નાંખી ગાળો ખાય છે ! એક બાજુ મુંબઈ તથા મહારાષ્ટ્ર અને બીજી તરફ વડોદરા રાજ્ય એમ બેની વચમાં આવેલાં અમારા શહેરમાં ગણેશપૂજાનું મહત્ત્વ આ મુજબ સારા પ્રમાણમાં છે.

બીજે દિવસે–ઋષિપાંચમે–અમારા શહેરમાં ઘણા લોકો –ખાસ કરી બ્રાહ્મણો–ખેડયા વગરનાં અનાજ તથા શાકભાજી ખાય છે. ઋષિઓ ખેડયા વગરજ, કુદરતી રીતે ઊગેલી ચીજો– સામો, ચોખા, કણકી, ભીંડા, તુરીઆં તથા કાકડી વગેરે અસલ ખાતા તે બાબતનું સ્મરણ રાખવા આમ બધું 'વણખેડેલું' એક દિવસ ખાવાનો રિવાજ પડયો છે એમ કહે છે..

ભાદરવા સુદ બારસ–વામનદ્વાદશીએ વામનભગવાનનો જન્મદિવસ કેટલાક મંદિરામાં ઊજવાય છે.

ભાદરવા વદ શરૂ થતાંજ લોકો પોતાનાં મૃત્યુ પામેલાં સગાંવહાલાંનાં શ્રાદ્ધો તિથિ પ્રમાણે કરે છે; આથી આ આખું પખવાડિયું 'શ્રાદ્ધપક્ષ' અથવા 'સરાધિયાં' કહેવાય છે. લોકો પિતૃઓની તૃપ્તિ માટે શ્રદ્ધાથી તર્પણક્રિયા કરે છે અને તે નિમિત્તે બ્રાહ્મણોને ભોજન કરાવે છે. જમણનું ધામ એવું અમારું શહેર શ્રાદ્ધો વખતે અનેક પ્રકારનાં, સ્વાદિષ્ટ જમણો કરે છે. સૂરતમાં જમણોની ચીજો માટે ઘણા નિયમો હોય છે કે અમુક ગળી ચીજ સાથે અમુક મોળી કે તીખી વસ્તુ

જોઈએ તે તેમજ કરવામાં આવે છે. આથી આ શહેરમાં રસોઈનું એક શાસ્ત્ર–પાકશાસ્ત્ર–બની ગયું છે! વળી પૂર્વજોની તૃપ્તિ માટે આ જમણો થાય છે તેથી આ પંદર દિવસ અમુક કોમની બાવીઓ 'પૂર્વી સુખી રહો' એમ બોલતી આખા શહેરમાં ફરતી હોય છે અને તે બૈરાંઓને લોકો ખાવાનું આપે છે. આ દિવસો દરમ્યાન અમુક ઘરોમાં તેમજ મંદિરોમાં 'સાંગી' પણ પૂરવામાં આવે છે.'

બિહારીલાલે પૂછયું 'કાકા! 'સાંગી' એટલે શું? મેં એ શબ્દ પહેલી વખત સાંભળ્યો.'

કાકાએ 'સાંગી' શબ્દ પર વિવેચન કરતાં કહ્યું 'સાંગી' એ એક પ્રકારની ચિત્રકળા છે. 'સાંગી' પૂરતાં અગાઉ એ પૂરનારા નીચે પ્રમાણે કાગળનાં બીબાં તૈયાર કરે છે. પહેલાં મોટા, જાડા બ્રાઉન કાગળો લેવા પડે છે તેના પર ચિતારો કોઈ પણ આકૃતિઓ ચીતરી આપે. બનતાં સુધી ધાર્મિક ચિત્રો–જેવાં કે કૃષ્ણની બાળલીલા, રાધાકૃષ્ણ, રામસીતા તથા લક્ષ્મીસરસ્વતી એ પ્રકારનાં–ચિતરાય છે. એ ચિતરાઈ તૈયાર થઈ જાય પછી એ ચિત્રો રહી શકે એવડાં મોટાં પાટિયાં પર એ દરેકને જુદાંજુદાં મૂકી લોખંડનાં નાનાંનાનાં ખાસ સાંગી માટેનાં ટાંકવાંનાં ઓજારો વડે એ ચિત્રોમાંની આકૃતિઓ સુયોગ્ય રીતે કોતરી નાંખવામાં આવે છે. એ કોતરી નાંખેલો ભાગ બરાબર પેલી ચીતરેલી આકૃતિઓ રજૂ કરે એવી વ્યવસ્થિત કોતરણી થાય છે. ત્યાર બાદ મોટાં સપાટ પાટિયાં

પર કોલસાનો ઝીણો ભૂકો બારીકાઈથી પાથરી આ કાગળનાં બીબાં તેના પર મૂકી લૂગડાંના કકડા વડે સુંદર કળામય રંગો પૂરવામાં આવે છે. પછી બીબાં ઉઠાવી લે એટલે પેલાં મોટાં પાટિયાં પર આકર્ષક રંગબેરંગી રાધાકૃષ્ણ અથવા કૃષ્ણલીલા કે એવી બીજી કોઈ પણ આકૃતિ આંખને ગમે એવી દેખાઈ આવે ! બેશક, રંગ પૂરનારની ખૂબી ને આવડત પ્રમાણે કામ હોય એમાં સવાલ નથી. આ રીતનાં તૈયાર બીબાં કેટલીક વખત મોટી કથરોટમાં પાણી ભરી તે પાણીમાં જાતજાતનાં રંગ સાથે પૂરવામાં આવે છે ! પાણીમાં રંગોની આકૃતિઓ પૂરાય છતાં ન રંગો ધોવાઈ જાય કે ન આકૃતિઓ બગડે ! 'સાંગી' પૂરવાની કળા મુશ્કેલ છે ને તેમાંય પાણી પર રંગો રહે એવી રીતે તે પૂરવા એ તો ખરેખર ઘણુંજ અઘરું કામ છે. આ કળા પણ મને ખ્યાલ છે ત્યાં સુધી સૂરતમાંજ છે અને મંદિરોમાં ઘણી વખત આવી 'સાંગી' પૂરવામાં આવે છે.'

બિહારીલાલ કહેવા લાગ્યા 'આ તો અસાધારણ કળા લાગે છે એની ના નહિ.'

કાકાએ આગળ ચલાવ્યું 'ભાદરવા સુદ ચૌદશે તેમજ અષાડ મહિનાના દરેક શનિવારે સૂરતથી દશેક માઈલ દૂર ભીમપોર ગામના હનુમાનના દર્શન માટે ઘણા લોકો જાય છે. પહેલા એક બળદની ડમણી જેવી નાની ખાસ ગાડી થતી જેને સૂરતમાં 'એક્કો' કહેવામાં આવે છે એવા નાનાનાના એક્કામાં (પ્રસિદ્ધ ગૂજરાતી સાક્ષર રા. કનૈયાલાલ મુનશી

'વેરની વસુલાત'માં આને માટે 'કઠોડાં જેટલો એક્કો અને બકરી જેવડો બળદીઓ' એવું હાસ્યરસિક વર્ણન કરે છે! તેમજ એને 'રાષ્ટ્રીય વાહન' તરીકે ઓળખાવે છે) એક-બીજા એક્કાની સાથે શરત કરતાકરતા લોકો જતા. અમારા શહેરમાં એક પાતાળી હનુમાન માટે 'પાતાળી સાહેબ' અને બીજા ભીમપોરીઆ હનુમાન માટે 'ભીમપોરીઆ સાહેબ મહેરબાન' એ પ્રકારનો નવાઇભિર્યો શબ્દપ્રયોગ કોઈક કારણસર લાંબા વખત થયાં પ્રચલિત છે! હવે આવા એક્કા ઘણા ઓછા થઈ ગયા છે. જેમ જૂની વિક્ટોરીઆ કે સગરામને બદલે મૅાટરો ચાલુ થઈ છે તેમ આવી નાની એક્કા-ગાડીને બદલે હવે સાઇકલ પર બેઠેલા માણસથી ખેંચાતી રિક્ષા સૂરતમાં ચાલુ થઈ છે ને જોતજોતામાં કેટલી બધી રિક્ષા શહેરમાં થઈ ગઈ છે!

ભાદરવા મહિનાનું પિતૃતર્પણ પૂરું થયું કે આસો મહિનાની શક્તિપૂજા શરૂ થાય છે. આસો સુદ પડવો એ અગત્યનો દિવસ છે. તે દિવસે માતામહ એટલે માના બાપનું શ્રાદ્ધપક્ષમાંનું છેલ્લું શ્રાદ્ધ લોકો કરે છે.

પરંતુ એ દિવસનું સાચું મહત્ત્વ તો ત્યારથી શરૂ થતી માતાની પૂજાનું છે. ઘણે ઘેર આસો સુદ પડવાથી 'ઘટસ્થાપન' (માતા માટેના પવિત્ર ઘડાનું સ્થાપન) થાય છે, ને નવ દિવસ સુધી અનેક ઘરોમાં અને સર્વ દેવીમંદિરોમાં શક્તિ અથવા ચંડી અથવા દુર્ગાનું ખૂબજ પૂજન થાય છે. પ્રસિદ્ધ અંબાજી-

માતામાં આ આસોના—નવરાત્ર દરમ્યાન અસંખ્ય માણસો દર્શનાર્થે આવે છે અને સવારે તેમજ તેથી પણ વિશેષ સાંજે મધરાત સુધી ત્યાં અસાધારણ ભીડ થાય છે. આ નવ દિવસ અંબાજીની આસપાસના રસ્તાઓ પર મોટો જબરો મેળો ન હોય એવો દેખાવ થઈ રહે છે. અંબાજીના મંદિરમાં રોજ જાતજાતની ફૂલની વાડીઓ ભરાય છે ને ઘણીજ શોભા કરવામાં આવે છે. પાચમે ને આઠમે તો ખાસ વધુ માણસો આવે છે ને તેમાં પણ આઠમે તો વહેલી સવારથી મધરાત સુધી આખા સૂરત શહેરની હિંદુપ્રજા જાણે દર્શન કરવા ન ઠલવાતી હોય એવો દેખાવ અંબાજીરોડ પર થઈ રહે છે. એ રસ્તા પરના ઓટલાઓ પર માટીના 'ઘોઘરરાણા'* અને બીજાં અનેક જાતનાં રમકડાં તથા બીજી ચીજો આ દિવસોએ વેચાય છે તેમજ સંખ્યાબંધ ખાવાનાંવાળા બેઠા હોય છે. અમુક દિવસે અંબાજીના લોકપ્રિય છંદ તેમજ શાસ્ત્રીય ગાયન ગવાય છે. દેવીના અન્ય મંદિરોમાં ખાસ કરી ગોપીપરા લીમડીકૂઈના મહિ-પાસુરીમાં માતાની બે મુખ્ય આઠમોએ શાસ્ત્રીય ગાયન થાય છે.

આખા શહેરમાં ઠેકઠેકાણે બ્રાહ્મણો વેદપાઠ તથા ચંડી-પાઠ કરતા હોય છે. શહેરમાં અનેક માણસો નવેનવ દિવસ અથવા અમુક દિવસ ઉપવાસ કરે છે અને કુલાચાર પ્રમાણે દરેક ઘેર જુદીજુદી રીતનું વ્રતપાલન થાય છે. ઘણે ઘેર ઘોઘરરાણા તથા બીજા રમકડાં માંડી છોકરાંઓ આનંદ કરે છે.

* જુઓ આ પુસ્તકનું પાનું ૧૦૬.

પાંચમે તથા આઠમે અંબાજીમાં તેમજ ઘણાં મકાનોમાં 'હવનો' થાય છે.

આ નવરાત્રથી સ્ત્રીઓ માતાના તેમજ બીજા ગરબાઓ શરદપૂનમ સુધી ગાય છે. ઠેકઠેકાણે સૂરતમાં ફરતાં આપણને ગરબા સાંભળવા મળે છે. અમારા શહેરમાં સ્ત્રીઓ ખુલ્લા દિલથી અને પૂરતી સ્વતંત્રતાથી સુંદર ગરબા ગાય છે, અને એ મનોરંજક ગરબા સાંભળવા એ સૂરતમાં રહેનારા માણસો માટે એક રસિક ઉત્સવ છે. સૂરતની સ્ત્રીઓ જેમ રસોઇની બાબતમાં મહાકવિ ન્હાનાલાલના અભિપ્રાય પ્રમાણે 'યોજનગંધાઓ' છે તેમ ગાવાની બાબતમાં સૂરતી સ્ત્રીઓ 'કોયલ કંઠી' છે. સૂરતી સ્ત્રીઓની ગરબામંડળીઓ રેડિયામાં પણ ઘણી વખત સાંભળવામાં આવે છે.*

પિતૃશ્રાદ્ધો કર્યા બાદ શક્તિની પૂજા કરી અસલ યોદ્ધાઓ વિજયાદશમીએ શમીપૂજન કરવા અને પછી લડવા જતા એટલે નવરાત્ર પછી આવતા દસેરાનું મહત્ત્વ જૂના વખતથી આપણા દેશમાં બધા માટે અને તેમાં ખાસ ક્ષત્રિયો માટે ઘણું છે. દસેરાને દિવસે પ્રખ્યાત બાલાજીમંદિરમાં એક મોટો વરઘોડો નીકળે છે. હવે અગાઉ જેટલાં માણસો બાલાજીમાં દસેરાનો વરઘોડો જોવા જતાં નથી છતાં હજુ એ અગત્યનો વરઘોડો ગણાય છે. સૂરતમાં જેને ત્યાં ઘોડા હોય

* વળી ઊતરતી ન્યાતોના મરદો (ઘેરીઆઓ) દાંડિયા સાથે માતાજીના ગરબા ગાતા શહેરમાં ફરે છે.

તે એ દિવસે પોતાના ઘોડાઓને શણગારે છે અને હવે લોકો મૉટરો કે બીજાં વાહનોને પણ શણગારે છે! રૂસ્તમપરામાં ' શમી 'નું એક પુરાણું ઝાડ છે તેથી શમીપૂજન કરવા આવનાર લોકોનો ત્યાં એક મેળો પણ આ દિવસે ભરાય છે.

દસેરા જાય કે સૂરતીઓનો મોટો ઉત્સવ શરત્પૂર્ણિમાનો આવે છે. એ પૂનમે રાત્રે બધે મંદિરોએ ચાંદનીના સુંદર આકર્ષક દર્શન થાય છે ને ધોળાં દૂધ જેવાં કપડાંથી શોભા કરવામાં આવે છે. વળી ઘેરેઘેર તે રાત્રે શરદપૂનમના ચંદ્રનો બરાબર પ્રકાશ પડે એટલે લોકો પોતપોતાની અગાસીઓમાં જઈને મોજથી બેસે છે ~~અને દૂધપૌંઆ તેમજ ગુવારસીંગ અને~~ પૂરી ખૂબ આનંદથી ખાય છે. માણસોની જન્મતિથિ તો બધાં શહેરોમાં લોકો ઊજવે પણ જમણોના શોખીન રસિક સૂરતીઓ ખાવાની ચીજોની જન્મગાંઠ પણ ઊજવે છે એ તમને સહુને નવાઈભર્યું લાગશે–દાખલા તરીકે, બળેવને દિવસે વેઢમીની* અને માણેકઠારી પૂનમે ( શરદપૂનમે ) ગુવારસીંગની; એ દિવસોએ આ ચીજો થવીજ જોઈએ અને તેમ કરી જન્મદિવસની ઉજવણી કરવામાં આવે છે!

માણેકઠારી પૂનમે બધે મંદિરોએ ખાસ દર્શનો થાય છે અને વધારામાં સ્વામીનારાયણ મંદિર આગળ એક નાનો મેળો પણ ભરાય છે. શરદપૂનમ નિમિત્તે સ્ત્રીઓ મહોલ્લેમહોલ્લે ગરબાઓ ગાતી સંભળાય છે. આ પૂનમથી કાર્તિકી પૂનમ-

* સુરતમાં ' પૂરણપોળી 'ને ' વેઢમી ' કહે છે.

સુધી મંદિરો ઉપર તેમજ અમુક નામાંકિત ઘરો પર આકાશ-દીવા પ્રગટાવવામાં આવે છે.

પૂનમે પોતાના કુટુંબીજનો સાથે અગાસીમાં ચાંદનીમાં ભોજનની મોજ માણી બીજે દિવસે શોખીન, લહેરી અને આનંદી સૂરતીઓ અમારા શહેરનો મોટો રસોત્સવ 'ચંદની પડવો' પોતાના મિત્રો સાથે ફરવા બહાર નીકળી પડે છે. આસો વદ પડવાની રાત સૂરતીઓ જે મુજબ ગાળે છે તે પરથી અમારા શહેરના લોકો કેવા રંગીલા તેમજ મોજીલા છે તે સચોટ જણાઈ આવે છે. તે દિવસે રાતના આઠ વાગ્યાથી પાછલી રાતના ત્રણેક વાગ્યા સુધી સ્ટેશનથી તાપી નદી પરના પુલ તેમજ રાણીના બાગ સુધીના મોટા રસ્તા પર હજારો માણસો ચાંદનીમાં સહેલ કરવા નીકળી પડે છે. કેટલાક વધુ ફરવાના શોખીનો નાતપુરાના બાગ તથા લાઈન્સ તેમજ અશ્વિનીકુમાર સુધી પણ સહેલગાહે નીકળી પડે છે. જાણીતી બ્રાહ્મણીઆ દુકાનોએથી તેમજ ઘણી બીજી દુકાનોએથી સેવ-મમરા, ગાંઠિયા, ભજિયાંનું મિશ્રણ જેને આ શહેરમાં 'ભૂંસું' એવા ખાસ નામથી ઓળખવામાં આવે છે તે તથા માવાની ઘારી કંઈ રકમબંધ ખપી જાય છે. તે દિવસે સૂરતી સહેલાણીઓ ઘારી તથા ભૂંસાંનો જન્મદિવસ જાણે ઊજવે છે!

દરેક હૉટેલને તે દિવસે રાતે અનેક માણસો કમાણી કરાવી જાય છે. આખા હિંદુસ્તાનમાં કદાચ એકલા અમારા સૂરતમાં આ 'ચંદનીપડવો' આટલી આકર્ષક મોજમજાથી

ઊજવાતો હશે. સૂરત હિંદુસ્તાનનું પ્રથમ શહેર અગાઉ હતું અને જીવનની મોજ માણવામાં આજે પણ ઘણું ઊંચું સ્થાન ધરાવે છે તે આ શરદપૂનમ પછીના પડવાની ચાંદનીની મઝા લૂંટવામાં સૂરતીઓ જે ઉત્સાહભરી ઉલ્લાસવૃત્તિ દાખવે છે તે પરથી યથાર્થ રીતે જણાઈ આવે છે.

રસિક સૂરતીઓનો આ વિશિષ્ટ ઉત્સવ પૂરો થાય કે દિવાળીના તહેવારો માટેની તૈયારીઓ શહેરમાં શરૂ થાય છે. દરેક શહેરમાં થાય છે તેમ સૂરતમાં પણ દિવાળીએ વેપારીઓ વાર્ષિક હિસાબો તૈયાર કરે છે અને સ્ત્રીઓ ઘરમાં ખાવાનાં બનાવવા માંડે છે. પરંતુ ખાવાની ચીજો બનાવવામાં વંશ-પરંપરાથી ચાલી આવેલી સ્વાભાવિક ચતુરાઈ ધરાવતી સૂરતીઓ કંઈ અજબ સ્વાદવાળી વસ્તુઓ–જેવી કે સુંવાળી, ચાપડા, ઘૂઘરા, ઘારી, સેવગાંઠિયા વગેરે–બનાવે છે. એ બધી ચીજો તમે સહુ આજ ત્રણચાર દિવસ થયાં રોજ ચાખો છો એટલે એ કેટલી સ્વાદિષ્ટ હોય છે તેનો હવે તમને બરાબર ખ્યાલ આવ્યો હશે. વૈષ્ણવમંદિરોમાં દિવાળી તથા નવા વર્ષ નિમિત્તેના અન્નકુટ માટેની જુદીજુદી સામગ્રીઓ તૈયાર કરવામાં તે તે મંદિરના ભક્તજનો રોકાઈ જાય છે. દિવાળી પાસે આવવા માંડે છે તેમતેમ દુકાનોમાં તેમજ મકાનોમાં રોશની વધતી જાય છે. ઘણે ઘેર સાથિયાઓ કેવા સુંદર તથા આકર્ષક પુરાય છે તે તો તમે સહુ ગોપીપરામાં જોઈ આવ્યા છો.

આ બધા ખાસ તહેવારો ઉપરાંત આખા વર્ષ દરમ્યાન હિંદુલોકોનાં નાનાંમોટાં વ્રતવ્રતાદિક ચાલુ હોય છે.

જ્યારે કોઈ મહિનાની અમાસે સોમવાર હોય છે ત્યારે તેને સોમવતી અમાસ કહેવામાં આવે છે અને એ દિવસ એક વ્રત તરીકે ગૂજરાતના બીજા ભાગો કરતાં સૂરતમાં વધુ મહત્ત્વ ભોગવે છે. એ દિવસે સ્ત્રીઓ તે મોસમમાં મળતાં કેરી કે ખડબૂચાં જેવાં ફળો અથવા બારે માસ મળતી ચીજો– કેળાં, સોપારી કે નારંગીમાંથી એકાદ હાથમાં રાખી તુળસીની આસપાસ 'પ્રદક્ષિણા' ફરે છે ને પછી અમુક સંખ્યામાં બ્રાહ્મણોને દાનમાં તે વસ્તુ આપે છે.

પછી જ્યારે પણ અધિક અથવા પુરુષોત્તમ મહિનો હોય ત્યારે તો શહેરમાં ઘણી ધમાલ થાય છે–તેમાં પણ વળી ચાતુર્માસમાંનો એકાદ મહિનો જો 'અધિક' હોય તો સવિશેષ ધમાલ થાય છે. લોકો ભજનકીર્તન કરતાકરતા નદીએ નાહવા જાય છે ને ઘણા તો છેક અશ્વિનીકુમાર જેટલે દૂર પણ રોજ જાય છે. લોકો દેવદર્શન ખૂબ કરે છે અને યથાશક્તિ દાનદક્ષિણા પણ આપે છે. બપોરે કે સાંજે અધિક માસ નિમિત્તે ઘણે ઘેર કથાપુરાણ થાય છે અને ઘણે મંદિરે વિશેષ કથાવાર્તા થાય છે.

બીજાં ઘણાં શહેરો કરતાં સૂરતેના લોકો ભાગવતની સપ્તાહ કરાવવામાં વધુ માને છે. અન્ય સ્થળો કરતાં સૂરતમાં ભાગવતની સપ્તાહની ભવ્યતા પણ વિશેષ દેખાઈ આવે છે અને જેને ત્યાં સપ્તાહ બેઠી હોય તે તેમજ તેના બીજાં સગાંવહાલાં એ પ્રસંગે દાનદક્ષિણા પણ

મોટા પ્રમાણમાં કરે છે. સપ્તાહ કરાવનાર કંકોત્રીઓ કાઢી પોતાના સંબંધીઓને આમંત્રણ આપે છે ને સૂરતમાં સપ્તાહ વખતનો ઠાઠ તથા ભપકો જોવા જેવા હોય છે. અધિક મહિનામાં થતી સપ્તાહનું પારાયણ વળી વિશેષ આકર્ષક અને વધુ ધાર્મિક વાતાવરણ ઊભું કરે છે.

આ ઉપરાંત આખાં વર્ષ દરમ્યાન અમારા શહેરમાં નવચંડી, શતચંડી, ઉદ્યાપન, મહારુદ્ર, વસંતપૂજા, વિષ્ણુયાગ સૂર્યયાગ તથા ગાયત્રીપુરશ્ચરણ વગેરે ધાર્મિક કર્મો ચાલુ હોય છે. બીજાં શહેરોમાં આવાં કર્મો થાય છે ખરાં પણ અમારા શહેરમાં એ, સંખ્યામાં વિશેષ તેમજ વધુ ઠાઠભર્યાં થાય છે. વળી સૂરતના વિદ્વાન કર્મકાંડી બ્રાહ્મણો બીજાં શહેરોમાં પણ પોતાનાં કર્મકાંડનાં જ્ઞાન માટે વખણાય છે, એટલે અમારા શહેરમાં ઘણું કોઈ મોટું ધાર્મિક કાર્ય જોવા જેવું હોય છે.

સાથેસાથે જુદીજુદી જ્ઞાતિઓ પોતાના ખાસ ઉત્સવો યોજે છે–કયાં તો ન્યાતના મેળાવડા કરે છે અથવા ન્યાતના ઓચ્છવોનાં જમણો કરે છે તે પ્રસંગો પણ સરસ રીતે ઊજવવામાં આવે છે.

સૂરતમાં લગભગ તોતેર ટકા વસ્તી હિંદુ લોકોની છે અને તેથી સવાલાખ માણસો આ મુજબ આખાં વર્ષ દરમ્યાન ઓછાવત્તા અગત્યનાં પોતાનાં વ્રતો અને તહેવારો પાળ્યાં કરે છે. આ કારણસર અમારા શહેર માટે એમ કહી શકાય કે જેમ દિવસ પછી રાત ને પછી પાછો દિવસ આવ્યાંજ

કરે છે તેમ સૂરતમાં પણ એક મોટો ઉત્સવ કે તહેવાર જાય એટલે તરત એક નાનો ઉત્સવ કે તહેવાર આવે ને તે પૂરો થાય ત્યાં પાછો મોટો ઉત્સવ આવે છે! એક ઉત્સવ ખલાસ થાય એટલામાં—ત્યાં તો પછી આવતા તહેવારની તૈયારી શરૂ થઈ જાય અથવા એક તહેવાર ગયાનો આરામ લીધો ન લીધો ત્યાં તો પાછળ આવતા તહેવારની ઉત્સાહભરી ઉજવણી સૂરતીઓએ શરૂ કરીજ દીધી હોય! જે પ્રમાણે સંસારની ઘટમાળ ચાલ્યાં કરે છે તે પ્રમાણે ઉત્સવોની ઘટમાળ સૂરતમાં ચાલુ રહ્યા કરે છે; ફક્ત જગતની ઘટમાળમાં સુખ અને દુઃખ એક પછી એક આવ્યાં કરતાં હોય છે જ્યારે અમારા ઉત્સવોમાં તો સુખ અને આનંદવૃત્તિજ હંમેશ ચાલુ રહે છે!

હિંદુલોકોના ઉપર ગણાવ્યા તે મુજબના ઉત્સવો ઉપરાંત મુસલમાનોના પણ ઉત્સવો અમારા શહેરમાં સારી રીતે ઉજવાય છે. મકરસંક્રાંતિની પતંગોની રમઝટમાં તેમજ લગ્નપ્રસંગોમાં શરણાઈ તથા વાજાં વગાડનારા મુસલમાનો પણ હોય છે તેમજ બળેવ અને ગોકળઆઠમના મેળાઓમાં બધી કોમો હોંસથી ઉત્સાહભર્યો ભાગ લે છે. પરંતુ મુસલમાન લોકો પણ પોતાના ખાસ તહેવારો ભપકાથી અને રસિકતાથી પસાર કરે છે.

આ તહેવારોમાં હવે સૌથી આગળ પડી આવતો તાબૂતનો તહેવાર છે. નવાબી વખતથી સૂરતમાં બહુ ઠાઠભેર

તાબૂતો કાઢવામાં આવે છે. તાબૂત શરૂ થવાના ઘણા દિવસ અગાઉથી નાનામોટા છોકરાઓ શરીરે પીળા ચટાપટા પાડી બરાબર વાઘના જેવો રંગઢંગ બનાવી શહેરમાં ફરતા હોય છે. તાબૂત નીકળવાને આગલે દિવસે-રાત્રિએ-શહાદત કી રાતે અથવા કતલની રાતે-ખૂબ ધમાલ ને ગડબડાટ થાય છે ને નવાબની વાડી આગળ તો બેસુમાર ધમ્માચકડી થાય છે. બીજે દિવસે તાજિયા નીકળે છે ત્યારે તો હિંદુમુસલમાન સર્વેની ઘણીજ ભીડ મોટા રસ્તા પર તે જોવા થાય છે. અમારા શહેરનાં તાબૂતો ઘણાંજ મોટાં, સુંદર, કળામય અને આકર્ષક હોય છે. તેમાં પણ છેલ્લાં પાંચ તાબૂતો-રતું, અબરખનું વગેરે-તો ખરેખરાં ભવ્ય અને બહુ જોવાં જેવાં હોય છે. એ તાબૂતો ઉપાડવા માટે પણ ઘણા માણસોની જરૂર પડે છે. તાબૂતની સાથેસાથે જુદાજુદા 'વેશો' પણ કાઢવામાં આવે છે. અગાઉ કરતાં હવે આ 'વેશો'ની ધમાલ ઓછી થઈ ગઈ છે. હિંદુમુસલમાનો સહુ સૂરતમાં તાબૂતમાં સરખો રસ લે છે અને હિંદુઓ પણ તાજિયાને નાળિયેર, રેવડી વગેરે ચડાવે છે. જુદાજુદા મુસલમાન મહોલ્લાઓમાંથી તાજિયા તે તે મહોલ્લા તરફના તૈયાર થાય છે. તાબૂતનું સરઘસ બપોરથી શરૂ થઈ મધ્યરાત્રિ સુધી ચાલુ રહે છે.

મુસલમાનો રમજાન અને બકરીઈદ પણ સારી રીતે ઊજવે છે. નવાબી જમાનામાં આ ઈદો પ્રસંગે મોટાં સરઘસો નીકળતાં, ને તેમાં પણ સૂરતથી અસલ મક્કા હજ કરવા

મુસલમાનો જતા તેથી બકરીઈદનું સરઘસ તો ખાસ ઠાઠથી નીકળતું. નવાબી સત્તાના અંત પછી ઘણાં વર્ષ સુધી બકરી-ઈદની આ સવારી ભપકાબંધ કાઢવામાં આવતી, અને નવાબના મહેલથી નીકળી કિલ્લા આગળ થઈ, બક્ષીના દરિયામહેલ આગળથી સૈયદ એદ્રુસની મસીદ પાસે થઈને કતારગામ દર-વાજા બહાર ઈદગાહ તરફ તે જતી. નવાબકુટુંબ ઉપરાંત કાજી, બક્ષી વગેરે આ સરઘસમાં હોંસથી ભાગ લેતા. જમા-નાના બદલાવા સાથે આ સવારીનું અગત્ય અગાઉ જેટલું રહ્યું નથી, પરંતુ બંને ઈદને દિવસે મુસલમાન લોકો સારાં સારાં કપડાં પહેરીને 'ઈદ મુબારક' કરવા માટે જાય છે ને ઘણા આનંદથી ઈદ પસાર કરે છે.

આ ઉપરાંત સૈયદ એદ્રુસની મસીદ આગળ, ખ્વાજા દીવાનની મસીદ આગળ તથા નવ સૈયદ અથવા નવ શહીદની મસીદ આગળ વાર્ષિક મેળાઓ ભરાય છે. વળી મીરજા-શામીની કબર માટે પણ સૂરતના મુસલમાનોને લાંબો વખત થયાં ઘણો પૂજ્યભાવ હોવાથી અસલ દર શુક્રવારે રાતે મુસલ-માનો ત્યાં ભેગા થતા. હજુ પણ એ રોજા આગળ તેમજ શહેરમાં બીજે સ્થળે ઉરસો અવારનવાર થાય છે. સૂરતની વસ્તીમાં લગભગ વીસ ટકા મુસલમાનો છે એટલે તાબૂત સિવાયના એમના તહેવારોમાં પણ એકંદરે એ લોકો મોટી સંખ્યામાં જણાઈ આવે છે.

આ સિવાય સૂરતમાં પારસીઓની વસ્તી પણ લગભગ

સાડાચાર હજાર માણસની છે. સત્તરમી સદીમાં આશરે વીસ હજાર જરથોસ્તીઓ (પારસી)ની વસ્તી શહેરમા હતી અને સૂરત એમનુ મુખ્ય મથક હતુ. પણ પછી શહેરમાની આગ વગેરે આફતો અને મુંબઈ તરફના આકર્ષણને લીધે ઘણા પારસીઓ અહીંથી ધીમેધીમે ખસી મુબઈ જઈ વસ્યા છતાં આજે પણ હજુ સન્કારી, શ્રીમંત અને આગળ પડતા ઘણાં પારસીકુટુબો સૂરતમા છે એટલે પારસી લોકોના તહેવારો પણ અહીં સારી રીતે ઊજવાય છે એમનુ નવુ વર્ષ જ્યાંથી શરૂ થાય છે તે 'પતેતી'નો તહેવાર એ લોકો ખૂબ આનદથી પસાર કરે છે તે ઉપરાંત ખોરદદ સાલ તથા જમશેદી નવરોજના દિવસોએ પણ પારસી મહોલ્લાઓમા સારી ધમાલ થાય છે. વળી મરણ પામેલા સગાઓની વાર્ષિક ક્રિયા જેને એ લોકો 'ડોશલા' કહે છે તે અંગે પણ પારસી મહોલ્લાઓમાં જમણ વગેરે થાય છે ઑફિસોમા તથા નિશાળોમાં બીજા તહેવારો ઉપરાંત પારસી તહેવારોની રજા પણ પડે છે એટલુ એનું અગત્ય આ શહેરમા છે.

સૂરતમા શ્ર વકો ઉરફે ઓસવાળ, મારવાડી, પોરવાડ વગેરે જૈનોની વસ્તી પાચેક હજારની છે, અને સૂરતના બીજરૂપ ગોપીપરામાં તો શ્રીમંત શ્રાવકોની મોટીમોટી હવેલીઓ આજે પણ નજરે પડે છે ઊલટું હવે તો 'ગોપીપરુ' એટલે મુખ્યત્વે જૈનોનુ જ રહેઠાણ એ ઘાટ આવી ગયો છે। શહેરમાં જૈનોના દેરાં તથા અપાસરાં પણ ઘણા છે મહાવીર સ્વામીનો જન્મદિવસ

તથા *પજુસણ ( શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ )ના તહેવારો શ્રાવક મહોલ્લાઓમાં ઊજવાય છે. પજુસણના અમુક દિવસોએ તો દાવાની અદાલતોમાં પણ રજા પાળવામાં આવે છે. શ્રાવકોના ધર્મના અને લગ્નના વરઘોડાઓ પણ અસલથી બાદશાહી ઠાઠથી નીકળતા. સંજોગો બદલાતાં હવે અગાઉ જેટલા ભપકાથી એ નથી કાઢવામાં આવતા બાકી અસલ તો દરેક લગનસરા વખતે ગોપીપરામાં કોઈકને ત્યાં તો હાથીનો વરઘોડો નીકળવાનો હોયજ અને દરેક વખત નવસારીથી હાથી એ માટે બોલાવવામાં આવતો.

આ ઉપરાંત હિંદના રાજ્યકર્તાઓ ખ્રિસ્તી ધર્મવાળા છે અને સૂરતમાં મિશન સંસ્થાઓને લીધે પણ ખ્રિસ્તીઓની વસ્તી હજારેક માણસની છે એટલે ખ્રિસ્તી પ્રજાના ઉત્સવો–નાતાલ અને નવું વર્ષ તથા ઈસ્ટર–પણ ઑફિસરો, ખ્રિસ્તીઓ તેમજ અન્ય લોકો પાળે છે.

આ શહેરના દરેક ધર્મના માણસોના ઉત્સવો વિષે મેં તમારી આગળ આટલું સામાન્ય વિવેચન કર્યું તે પરથી હવે તમને સમજ પડી હશે કે અસલથી લાટ ( દક્ષિણ ગૂજરાત )ના લોકો ઉત્સવપ્રિય ગણાય છે તે વાત કેટલી ખરી છે. ' સૂરતની બલિહારી ' એમ જે સામાન્ય બોલવામાં વપરાય છે તે ખોટું નથી એમ તમને હવે લાગ્યું હોવું જોઈએ. એક પારસી લેખક સૂરતને માટે યોગ્ય રીતે ' ગુણિયલ ગુજરાતનું ગુલજાર

* ભગવાન મહાવીરની જયંતી સમયનું જૈનપર્વ.

(ફૂલવાડી) શહેર ' એમ વિશેષણ વાપરે છે. સુપ્રસિદ્ધ સાક્ષર રા. કનૈયાલાલ મુનશી ' વેરની વસુલાત 'માં લખે છે ' પારીસના લોકો કહે છે કે પારીસની બહાર કશું શીખવાનું છે જ નહીં. સુરત ગુજરાતનું રમણીય પારીસ અને બચુભાઈ તેના નિવાસી એટલે તેનું પણ કૈં એવુંજ માનવું હોય તેમાં શી નવાઈ ?' આ કથન પણ ઘણે અંશે સાચું છે કેમકે એ વાત ખરી છે કે સૂરતના લોકો બીજે સ્થળે જઈને રહે છે ત્યાંનું જીવન તેમને શુષ્ક તથા નીરસ લાગે છે. સૂરતીઓ સિવાય બીજા કોઈને ઉત્સવો કે તહેવારો ઊજવતાં આવડતું નથી એમ સૂરતના લોકો માને છે તે ઘણી રીતે વાસ્તવિક છે એ તમને આ વર્ણનથી જણાયું હશે. મહાકવિ ન્હાનાલાલ ' નર્મદ ' પરનાં વ્યાખ્યાનમાં કહે છે કે સૂરત ' ગુજરાતનું રસિકમાં રસિક શહેર ' છે એ યથાર્થ છે એમ સૂરતમાં રહેનાર અને સૂરતીઓનો અનુભવ કરનાર કોઈને પણ લાગ્યા વગર રહેશે નહિ. '

તરલા આટલું સાંભળી બોલી ઊઠી ' હા, કાકા ! તમારી વાત ખરી છે. મુંબઈમાં અમારા માળામાં બેત્રણ સૂરતી કુટુંબો રહે છે ને કુટુંબનાં છોકરાંઓની જન્મતિથિ હોંસથી મોટા પાયા પર એ લોકો ઊજવે છે તે વખતે અમને નવાઈ લાગે છે. બીજા તહેવારો પણ એ કુટુંબો બહુ શોખથી ઊજવે છે. તમે આ કહ્યું ત્યારે હવે એ બધી બાબતોની અમને બરાબર સમજ પડે છે. સૂરતીઓની આનંદ સાથે મોજ

કરવાની વૃત્તિ અને હોંસભરી રસિકતા મુંબઈ જેવા શહેરમાં પણ અમને આકર્ષક લાગ્યાં કરે છે.'

કાકાએ જરા મલકાતાં કહ્યું 'તમને પણ સૂરતીઓનો આવો સારો અનુભવ થયો છે જાણી મને આનંદ અને સંતોષ થાય છે. બહારગામમાં પણ પોતાની આનંદી વૃત્તિનું દર્શન કરાવનાર આવા અમારા સૂરતીઓ માટે હું ગર્વ લઉં છું. હવે ચાપાણી પી લઈને હું તમારી આગળ મારે જે છેવટનું થોડુંક કહેવાનું બાકી છે તે કહી દઈશ.

## પ્રકરણ ૯મું

**ચા**પાણી લીધા બાદ કાકાએ પાનની સુંદર બીડી બનાવી તમાકુ સાથે એવી રસિક રીતે તે ખાધી કે જોનારના મોંમાં પાણી છૂટે ! પછી તપખીરનો સડાકો લઈ કાકાએ પોતાની મનોહર શૈલીમાં પાછી શરૂઆત કરી 'આખું સૂરત તમે સહુએ ફરીફરીને જોયું, અનેક સ્થળોનો ઇતિહાસ પણ તમે હવે જાણ્યો એટલે સૂરત શહેરની ખીલવણીમાં શહેરની વ્યક્તિઓએ શો ભાગ ભજવ્યો છે તે તમને સમજાઈ તો ગયું હશે. તેમજ અનેક જુદીજુદી વ્યક્તિઓનાં રહેઠાણો પણ તમે જોઈ આવ્યા છો એટલે સૂરતમાં કઈકઈ જાણવા જેવી પ્રતિભાશાળી વ્યક્તિઓ થઈ ગઈ છે તેનો પણ તમને હવે ખ્યાલ આવી ગયો હશે. આથી સૂરતના પ્રખ્યાત વતનીઓ વિષે તમને સહુને લંબાણથી વિગતો આપવાની હવે કંઈ આવશ્યકતા નથી.

વળી સૂરતના પ્રસિદ્ધ માણસો માટે વિવેચન કરવામાં સૂરતના કોને ગણવા અને કોને ન ગણવા એ પણ મુશ્કેલી ભર્યો પ્રશ્ન છે. મલીક ગોપીના વખતથી આજ દિન સુધીના લગભગ ચારસેં વર્ષના ગાળામાં સૂરતની અનેક ચડતીપડતી થઈ છે અને હજારો માણસો બહારગામથી સૂરતમાં રહેવા

આવ્યાં છે અને આ શહેરમાંથી હજારો માણસો નીકળીને બહારગામ રહેવા ગયાં છે. તેમાં પણ વળી સુરતની પડતી એ મુંબઈની ચડતીરૂપ બની હતી એટલે મુંબઈમાં આજે હજારો માણસો એવાં મળી આવે છે કે જેના પૂર્વજો સૂરતમાં રહેતા હતા અને જેમાંના કેટલાકનાં મકાનો પણ હજુ સૂરતમાં છે. ગૂજરાત–કાઠિયાવાડમાં અન્ય સ્થળે પણ એ પ્રકારના અસલ સૂરતીઓ મળી આવે છે. પારસી કોમમાં તો અનેક કુટુંબો આજે આખા હિંદુસ્તાનમાં મળી આવે છે કે જે એમ કહે છે કે અમારા બાપદાદાનાં મૂળ મકાનો સૂરતમાં હતાં. આ પ્રમાણે મૂળ સૂરતના પણ આજે સૂરતમાં ન રહેનારા, અસલ બહારગામના પણ આજે સૂરતને વતન માનનારા, તેમજ વંશપરંપરાથી આ શહેરમાં રહેનારા આ બધામાંથી આજે સૂરતી કોને ગણવા ને કોને ન ગણવા એ અટપટો પ્રશ્ન બની જાય છે. વળી સૂરત માટે મમત્વ ધરાવનારા અને એમ અડધાપડધા સૂરતના વતની અને સંસ્કારથી સૂરતી જેવા પણ ઘણા પ્રખ્યાત પુરુષો છે. બેશક, તેઓ સૂરતી ન ગણી શકાય એ ખરું પણ તેમને સૂરત અને તેના રહેવાસીઓ માટે ઘણી લાગણી હોય છે એમાં શક નહિ.*

* હમણાં થોડા દિવસ પર સૂરતની નર્મદ સાહિત્યસભાના આશ્રયે મળેલી સભામાં સુવિખ્યાત સાક્ષરશ્રી દી. બ. કૃષ્ણલાલ ઝવેરીએ કહ્યું હતું ' હું ભરૂચનો છું પણ સૂરતને માટે મને મમતા ... હું ભરૂચના રસ્તા ભૂલું પણ સૂરતના ના ભૂલું કારણકે મેં

પરંતુ હું તો તમને હાલના જમાનામાં જે સૂરતી તરીકે પોતાને ઓળખાવતા હોય અથવા તો જે સૂરતના વતની છે એમ સાધારણ રીતે સૂરતના લોકો માનતા હોય તેમાંથી જેણે જુદાજુદા ક્ષેત્રમાં નામના મેળવી હોય તેમને વિષે ટૂંકમાં અહીં ઉલ્લેખ કરી સૂરતના મારા આ સંક્ષિપ્ત વર્ણનનો અંત લાવીશ.

આમાં પણ મુશ્કેલી તો છેજ કેમકે અમુક નામો ગણાવવા જતાં કેટલાંક એટલાંજ અથવા ઓછાંવત્તાં જાણીતાં નામો કયાં તો શરતચૂકથી અથવા તેઓ સૂરતના વતની છે એ ખબર હું વૃદ્ધ થવા આવ્યો છતાં મને પણ ન હોય તેથી રહી ગયાં હોય ! અત્યાર સુધી જે બધી વિગતો જુદાંજુદાં સ્થળો સંબંધી મેં તમારી સમક્ષ મૂકી તે સ્થળો તો આજે સૂરતમાં નજરે પડે છે. તેમજ શહેરના ઉત્સવો વિષે મેં વર્ણન કર્યું તે કયાં તો ભૂતકાળમાં મારા જાણ્યા મુજબ આ શહેરમાં ઠાઠથી ઊજવાતા હતા અથવા હાલ પણ ઊજવાય છે.

પરંતુ અમુક સ્થળના રહેવાસી અમુક મંનુષ્યો છેજ

---

અહીં એકડો ચીતર્યો છે ' -તા. ૧૭મી એપ્રિલ, ૧૯૪૭નું સૂરતનું અઠવાડિક ' પ્રતાપ. '

સુપ્રસિદ્ધ ગૂજરાતી લેખક રા. કનૈયાલાલ મુનશીએ પણ લાંબો વખત સૂરતમાં અભ્યાસ કર્યો હતો અને એમની અપૂર્વ સંસ્કારસમૃદ્ધિમાં આમ સૂરતે મહત્ત્વનો ફાળો આપ્યો છે.

એમ ચોક્કસ કહેવું મુશ્કેલ થઈ પડે છે કારણકે કુટુંબો તેમજ વ્યક્તિઓ પોતપોતાનાં રહેઠાણો ઘોડમોડ વખતે બદલે છે. તેમાં પણ વળી કંઈકંઈ દશીવીશી અનુભવી ગયલાં સૂરત જેવાં નગરના મનુષ્યો કયાં ને કયાં નહિ તે કહેવું વધુ મુશ્કેલ થઈ પડે છે. અમુક મનુષ્યોને આપણે સૂરતના ગણતા હોઈએ તો તેઓ પોતે પોતાને કદાચ મુંબઈના કે બીજા સ્થળના માનતા હોય કેમકે ત્યાં તેઓ પોતાની આજની કમાણી કરતા હોય અથવા તેમના બાપ અથવા દાદાના વખતમાં સૂરત છોડી તેઓ ત્યાં રહેવા માંડયા હોય.

બીજાં શહેરોમાં પણ મનુષ્યોની ફેરબદલી તો થયાં કરે છે પણ સૂરત શહેરે કંઈક આસમાનીસુલતાની જોઈ છે અને તેમાં પણ ઈ. સ. ૧૮૩૭ એટલે સંવત ૧૮૯૩ની આગ અને રેલ પછી ઘણાં માણસો શહેર છોડી મુંબઈ ચાલ્યાં ગયાં (જુઓ આ પુસ્તકનાં પાનાં ૧૬૫–૧૬૬). આમ આ શહેરના વતનીઓએ વિશેષ ફેરબદલી કરી છે. સૂરતની રાખમાંથી મુંબઈ ઊભું થયું છે એટલે ઘણા પુરુષોને હું સૂરતી તરીકે ઓળખાવું પરંતુ તેઓ પોતાને અથવા બીજા માણસો તેમને સૂરતી ન માનતા હોય! બેશક, મુંબઈમાં વસનારા ઘણા મૂળ સૂરતીઓ એવા પણ છે કે જેઓનાં કુટુંબો સો વર્ષ થયાં મુંબઈમાં વસતાં હોય છતાં આજે પણ પોતે અસલ સૂરતના હતા એવું તીવ્ર ભાન ધરાવે છે એટલુંજ નહિ પણ પોતાને સૂરતી તરીકે ઓળખાવવામાં અભિમાન લે છે.

ફક્ત સૂરત અને મુંબઈ વચ્ચે વતન બદલતા જતા મનુષ્યો માટેજ આ મુશ્કેલી પડે છે એમ નથી પણ સૂરતથી બીજે સ્થળે ગયલા કેટલાક માણસો માટે પણ તેમના વતનનો સવાલ રસિક ચર્ચા ઊભી કરે છેઃ દાખલા તરીકે સર રમણભાઈ નીલકંઠ સૂરતના કે અમદાવાદના ? સૂરતી નાગરો કહેશે કે એઓ સૂરતના અને અમદાવાદવાસીઓ કહેશે કે એઓ અમદાવાદના !

આ પ્રમાણે અમુક નામોનો નિર્દેશ કરીને કંઈ કહેવું એટલે કયાં તો જે પોતાને સૂરતી ન ગણતા હોય તેને ગણાવવા અથવા સૂરતના કોઈક નામો ભૂલથી અને અજ્ઞાનતાથી ગણાવવા રહી જાય એ બંને બાબત સંભવિત છે અને તેથી કોઈક સુયોગ્ય સ્ત્રીપુરુષોને અજાણતાં અન્યાય થઈ જવા ભીતિ રહે છે. નામો ગણાવવામાં આ પ્રમાણેની મુશ્કેલી હોવા છતાં જે જે સમર્થ વ્યક્તિઓએ સૂરતનાં તેમજ સૂરત બહારના પ્રદેશનાં ભૂતકાળના તેમજ હાલના ચાલુ જીવનના વિધવિધ ક્ષેત્રોમાં પોતાનો નોંધવા લાયક ફાળો આપ્યો છે અને જેમણે સૂરતનું નામ ગૂજરાતમાં અથવા મુંબઈ ઇલાકામાં અથવા તો આખા હિંદુસ્તાનમાં ઉજ્જવળ બનાવ્યું છે તેમને વિષે કંઈ ન કહેવું એ પણ બરાબર લાગતું નથી. રખે કોઈક ખોટાં નામો આવી જશે અથવા કોઈક લાયક નામો રહી જશે ને તેથી કોઈક વ્યક્તિને અન્યાય થશે માટે એક પણ નામ ગણાવવું નહિ એ પણ અયોગ્ય લાગે છે.

આથી કોઈ પણ બાબતમાં વિશિષ્ટ કામ કરી ગયલી કોઈ કોઈ વ્યક્તિનાં નામો રહી જશે તો તે સૂરતના વતની નહિ હોય એવી મારી માન્યતા હોવાથી અથવા મને તેમનાં નામો અત્યારે યાદ ન આવવાથી રહી જશે. નામો ગણાવવામાં પડતી મુસ્કેલીઓ મેં તમને જણાવી તે પરથી તમે સમજી શકશો કે કોઈને પણ અન્યાય કરવાનો મારો હેતુ નથી.

. સૂરતના હિંદુ, મુસલમાન, પારસી, જૈન કે બીજા કોઈ પણ ધર્મના માણસોમાંથી કોઈએ પણ સારું સંગીન કામ કર્યું હોય તેણે સૂરતનું નામ વધાર્યું છે અને આવામાંથી કોઈ પણ આગળ પડતા માણસનું નામ ગણાવવું રહી જાય તે મને ગમે તો નહિજ. છતાં કોઈ એવું નામ રહી જાય તો તે વ્યક્તિને હું અન્યાય કરું છું એ ખરું છે પણ એ અન્યાય હું ભૂલમાં અને અજાણતાં કરું છું ને તે કારણસર મારી એવી ભૂલ ક્ષમાને પાત્ર ગણાશે. પરંતુ તેથી જેઓ સૂરતમાં આગલા કાળમાં કે આજે રહ્યા હોય અથવા જેઓ બહારગામમાં રહ્યા છતાં સૂરતના વતની પોતાને કહેવડાવતા હોય અને જેઓ ગમે ત્યાં હોય પણ સૂરતી છે એની મને ખાતરી છે અને જેમણે કંઇક અસાધારણ કામ કરી બતાવ્યું છે તેમનું સુંદર કાર્ય જાણ્યા છતાં તેમને વિષે મૂગા રહેવું એ જાણી જોઈને તેમને અન્યાય કરવા જેવું છે અને તેથી એ મનોવૃત્તિ તદ્દન અક્ષમ્ય ગણાશે.

આ કારણસર આ શહેરમાં થઈ ગયલા જબરા પુરુષો-

માંથી ખાસખાસ આગળ તરી આવતાં કેટલાંક નામો ગણાવવાનો મેં આખરે નિર્ણય કર્યો છે.

અમુકઅમુક ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓ વિષે તો અગાઉ છૂટકછૂટક ચિત્તરંજને અથવા મેં થોડીથોડી બાતમી આપી છે. આથી મલીક ગોપી, ખ્વાજા સફર ખુદાવંદખાન, મીરજા શામી, મુલ્લાં અબ્દુલજાફર, કિરપારામ મહેતા, ગંગાધર શાસ્ત્રી, અર્જુનજી ત્રવાડી, આત્મારામ ભૂખણ તથા અરદેશર કોટવાળ જેવા સમર્થ પુરુષોએ શું શું કર્યું તે તમે જાણ્યું છે. તેમજ નવાબકુટુંબ અને સૈયદ એડ્રુસ, કાજી તથા બક્ષીકુટુંબોએ પણ શહેરના ઇતિહાસમાં શો ફાળો આપ્યો છે તેનો ઘટતો ચિતાર તમારી આગળ રજૂ થયો છે.

આ ઉપરાંત છેલ્લાં સો વર્ષ દરમ્યાન પણ જુદાજુદા ક્ષેત્રમાં અસાધારણ કામ કરી ગયલા અને પોતપોતાના વિષયો પ્રમાણે ગૂજરાતમાં અથવા આખા હિંદમાં નામના મેળવેલા ઘણા સૂરતીઓ થઈ ગયા છે. આમાંના ઘણાએ પોતપોતાના ખાસ ક્ષેત્રમાં પહેલ કરવાનું વિશિષ્ટ કામ પણ કરી બતાવ્યું છે જે વળી વધારે નોંધવા જેવું છે.

હિંદના દાદા તરીકે ઓળખાતા અને ઇંગ્લંડની પાર્લમેન્ટના પહેલા હિંદી સભ્ય તથા ઇંડિયન નૅશનલ કોંગ્રેસનું પ્રમુખપદ ત્રણ વખત મેળવનાર પ્રથમ હિંદી દેશભક્ત ×દાદાભાઈ નવરોજજી, હિંદવિખ્યાત સ્પીસીઓકના

× જુઓ પાનું ૨૬ 'સુરત' (ઈ. સ. ૧૯૨૨)–લેખક ભાનુસુખરામ મહેતા.

સ્થાપનાર પ્રસિદ્ધ શરાફ ચુનીલાલ સરૈયા, ગૂજરાતના પ્રથમ મહાન રસાયણશાસ્ત્રી પ્રતિભાશાળી ત્રિભોવનદાસ ગજ્જર, મુંબઈની હાઈકોર્ટના પહેલા હિંદી જજ નાનાભાઈ હરિદાસ, ગૂજરાતના વતનીઓમાંથી પ્રથમ વિલાયત જઈ આવી પરદેશ-ગમન શરૂ કરનાર સંસારસુધારક મહીપતરામ, સંસારસુધારા વિષે ચકલેચકલે સૂરતમાં પહેલાં ભાષણો કરનાર મહેતાજી દુર્ગારામ આ સહુ સૂરતના વતનીઓ હતા. વળી મુંબઈના હિંદુઓમાં શિષ્ટ અઠવાડિક 'ગુજરાતી'ની શરૂઆત કરનાર અને નરસિંહ મહેતાથી નર્મદ સુધીના ઘણા લેખકોનું પુષ્કળ સાહિત્ય પહેલું બહાર પાડનાર ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ પણ સૂરતી હતા.

વળી વિક્રમની વીસમી સદીની છેક શરૂઆતમાં શહેરમાં આગળ પડી કામ કરનાર દલપતરામ, દોલતરામ, દુર્ગારામ, દિનમણિશંકર અને દાદુબા એ પાંચ ગૃહસ્થો હતા. એ દરેકના નામનો પહેલો અક્ષર 'દ' હોવાથી એઓ સૂરતના પાંચ 'દદા' કહેવાય છે.

ત્યાર પછીના વર્ષોમાં ગૂજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ ચયલા સૂરતના ત્રણ 'નન્ના'–નર્મદ, નવલ અને નન્દશંકર થયા. નર્મદાશંકરનું કાર્ય તો અનેકદેશીય સાક્ષર તરીકે ને ગૂજરાતના નવા યુગના મહાપુરુષ તરીકે અમર થઈ ગયું છે અને એની જન્મશતાબ્દી ઊજવી ગૂજરાતે નર્મદની કદર કરી છે. ગૂજરાતનો પ્રથમ શિષ્ટ ગદ્યલેખક, પ્રથમ કોષ-

કાર ને ગૂજરાતીમાં સુંદર ઇતિહાસો લખનાર પહેલો નરવીર એ હતો. ગૂજરાતના પ્રથમ વિવેચક તથા હાસ્યરસિક લેખક નવલરામ અને ગૂજરાતી ભાષાના આદ્ય નવલકથાકાર નન્દશંકર એ બંનેએ પણ પોતાના ક્ષેત્રમાં સંગીન કામ કર્યું છે. વળી સાહિત્યમાં ધર્મસાહિત્ય પણ ગણીએ તો સૂરતમાં ચોથા 'નન્ના' પણ થયા છે ને તે શ્રી નૃસિંહાચાર્ય. શ્રેયઃસાધક અધિકારીવર્ગ ઊભો કરનાર અને ધર્મસાહિત્યની સારી ખીલવણી કરનાર એ સમર્થ ગૂજરાતી હતા. વડોદરામાં નૃસિંહાચાર્યનું મંદિર તથા સ્થાન વગેરે છે અને એમની શિષ્યમંડળી પણ પ્રતિવર્ષે ત્યાં મળે છે પરંતુ એ આચાર્યશ્રી મૂળ રહેવાસી સૂરતના.

વળી ગૂજરાતમાં ઠેકઠેકાણે મહાદેવના મંદિરોમાં રોજ જેની 'શિવજીની આરતીઓ' ગવાય છે તે ભક્ત શિવાનંદ પણ સૂરતના નાગર હતા અને બસોએક વર્ષ પર થઈ ગયા છે.

મહાકવિ ન્હાનાલાલ 'નર્મદ' પરના વ્યાખ્યાનમાં કહે છે (પાનું ૯) 'જીવતેજીવત મુંબઈને ડોલાવનાર એ ત્રણ: નર્મદ, પ્રેમચન્દ (રાયચંદ), ગાંધીજી.*' આમ મુંબઈને ડોલાવનારા ત્રણ ગૂજરાતીઓમાંથી બે સૂરતી હતા: નર્મદે સાહિત્ય તથા સંસારસુધારા પરત્વે અને પ્રેમચન્દ રાયચન્દે વેપારધંધાના ક્ષેત્રમાં મુંબઈને હચમચાવી નાંખ્યું !

કવિશ્રી એ વ્યાખ્યાનમાં કહે છે (પાનું ૨) 'નર્મદ,

*જુઓ આ પુસ્તકનું પાનું ૧૧૨.

ગજ્જર, સરૈયા, પ્રેમચન્દ રાયચન્દ : આ યુગના મહાપુત્રો.'
આગળ ચાલતાં કવિશ્રી કહે છે (પાનું ૭) 'નર્મગદ્યમાં નર્મદ કહે છે કે પ્રત્યેક મનુષ્ય કવિ છેઃ કવિને તો માત્ર expression-વાગીશ્વરીનું વરદાન વધારામાં. ઘણે દરજ્જે એ ખરૂં. બીજા દેશો કે શહેરો માટે હો વા નહીં, સુરતના અગ્રણીઓને માટે ખરૂં છે. પ્રો. ગજ્જર, scientist-વિજ્ઞાનશાસ્ત્રી, પણ કવિ; ચુનીલાલ સરૈયા, દાક્તર, શરાફ, પણ કવિ; પ્રેમચન્દ રાયચન્દ, બેકબે પૂરવા નીકળ્યા, પણ કવિ. સહુમાં બુદ્ધિની, મનની, ભાવની, કલ્પનાની, રસિકતાની અમૂક જાતની વિશાલતાઃ દરેક Idealist. સૂરતના સૂરતીઓમાંજ એક જાતનું Idealism : રસિકતા તો સર્વવિદિતઃ ગુજરાતની રસનગરી સૂરત.'

મહાકવિ ન્હાનાલાલના લખવા મુજબ 'નર્મદનો સૂર્ય ઉગ્યો.' એ સૂર્યના પ્રતાપે અને એના અજવાળાંથી નર્મદની સાથેસાથે ને નર્મદની પછી સૂરતમાં કંઈક કવિઓ તથા લેખકો થયા.

સ્વ. રા. બ. કમળાશંકર ત્રિવેદીએ સંસ્કૃત તથા ગૂજરાતી ભાષાની સંગીન સેવા કરી.

કવિ વિન્ધ્યાશંકરે 'સૃષ્ટિતત્ત્વ' તથા 'વિજયવાણી' અને કવિ લલિતાશંકરે સુંદર કાવ્યો, ગરબાઓ તથા નાટકો રચ્યાં. કવિ સવિતાનારાયણે 'સવિતા કૃત કવિતા' તથા 'બિહારી સતસાઈ' પ્રસિદ્ધ કર્યાં.

સ્વ. મધુવચ્છરામ હોરાએ ગદ્યપદ્ય તથા સ્વ. ઇન્દિરાનંદ પંડિતે ઘણા લેખો તથા કાવ્યો પ્રસિદ્ધ કીધાં છે.

આ બધા સીધી રીતે કે આડકતરી રીતે નર્મદના શિષ્યો હતા અને નર્મદની અસર તળે આવ્યાથી એ સહુએ પોતપોતાની શક્તિ પ્રમાણે સાહિત્યસેવા બજાવી છે.

આમ 'સત્તાવનના બળવા' પછીના યુગમાં સૂરતે ગૂજરાતી સાહિત્યમાં મહત્ત્વનો અને સંગીન ફાળો આપ્યો છે. વળી આજના સૂરતી સાક્ષરોને લીધે નવા જમાનામાં પણ અમારું શહેર સાહિત્યને મોખરે રહેતું આવ્યું છે.+

સાહિત્ય સિવાયના બીજા ક્ષેત્રોમાં પણ ચાલુ જમાનામાં સૂરતના વતનીઓએ શહેર બહાર બહુ નામના મેળવી છે.

સરકારી અમલદારોમાં ઘણે ઊંચે દરજ્જે પહોંચનાર સિવિલિયનો સ્વ. વિનાયક નન્દશંકર તથા ધીરજલાલ નાણાવટી સૂરતના વતની હતા.

વળી વડોદરા, બિકાનેર તથા ગ્વાલિયર રાજ્યોમાં અનેક મોટી પદવીઓ ભોગવનાર સર મનુભાઈ નન્દશંકર આ શહેરના વતની છે. એમની વિદ્વત્તા પણ જાણીતી છે.

મુંબઈના વ્યાપારી જગતમાં તથા જાહેરજીવનમાં ઘણી પ્રસિદ્ધિ મેળવનાર સુવિખ્યાત સર પરસોતમદાસ ઠાકો-

+ જગાના અભાવે નામો ગણાવી શકાતાં નથી.

રદાસ અને સર હીરાભાઈ પ્રેમચન્દ એ બંને પણ સૂરતના રહેવાસી છે.

વળી મુંબઈની મ્યુનિસિપાલિટીનું પ્રમુખપદ પાંત્રીસમે વર્ષે પ્રાપ્ત કરનાર, હિંદુ ક્રિકેટ ટીમના પ્રસિદ્ધ કૅપ્ટન, વ્યાપારી જગતમાં પણ અનેક કંપનીઓનું સંચાલન કરનાર અને વર્ષો સુધી મુંબઈ સરકારના પ્રધાન તથા કાઉન્સિલર સર ચુનીલાલ મહેતા પણ સૂરતના છે.

હિંદની વડી ધારાસભામાં સભ્ય તરીકે કામ કરનાર ને મુંબઈના જાણીતા જાહેર-પુરુષ નવરોજજી ડુમસીઆ તથા મુંબઈ ઇલાકાના પ્રધાન તરીકે તેમજ મુંબઈની ધારાસભાના પ્રમુખ તરીકે લાંબો વખત કાર્ય કરનાર સર અલિમહમદખાન દહેલવી પણ સૂરત શહેરના વતનીઓ છે.

મુંબઈ હાઇકોર્ટમાં ઍડવોકેટ તરીકે ઝળકતી કારકિર્દી ભોગવનાર અને હવે એજ હાઇકોર્ટના જજ નિમાયલા જસ્ટિસ સર કણિયા સૂરતના છે.

વળી મુંબઈ હાઇકોર્ટમાં અપાયલા કાયદાના ચુકાદાઓ વિષેના લૉ રિપોર્ટસ તેમજ કાયદા સંબંધી અન્ય પુસ્તકો પ્રસિદ્ધ કરનાર રતનલાલ રણછોડદાસ પણ સૂરતી છે. સ્વ. સોલિસિટર ત્રિભોવનદાસ માળવી તથા નગીનદાસ માસ્તર સોલિસિટર એ પણ સૂરતના વતનીઓ.

ઉપરાંત મુંબઈ ઇલાકાની સરકારી કૉલેજ-ગૂજરાત

કૉલેજ–ના પ્રિન્સિપલપદે એક હિંદી તરીકે આવનાર દી. બ. હીરાલાલ કાજી, મુંબઈના સરકારી ખાતાંઓમાં ઊંચો ઓદ્ધો ભોગવનાર રા. બ. માણેકલાલ લલ્લુભાઈ, વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટસ એજન્સીની નોકરીમાં ઊંચો દરજ્જો મેળવનાર રા. બ. મણિલાલ કાજી, જૂનાગઢ સ્ટેટના ચિફ જ્યુડિશ્યલ ઑફિસર અને રીટાયર્ડ ડિસ્ટ્રિક્ટ જજ મી. કૂપર, તથા ઇંડિયન પોલિટિકલ ડીપાર્ટમેંટમાં મોટો ઓદ્ધો મેળવનાર નવાબજાદા સૈયદઆલમખાન એ સહુ સૂરતના વતની છે.

વડોદરા રાજ્યના આગલા વિદ્યાધિકારી સ્વ. નંદનાથ દીક્ષિત સૂરતી હતા. હાલના વિદ્યાધિકારી સુપ્રસિદ્ધ પ્રોફેસર ડૉ. જ્યોતીન્દ્ર મહેતા પણ સૂરતના રહેવાસી છે.

વડોદરા રાજ્યમાં દાક્તર તરીકે સુવિખ્યાત થયલા પિતાપુત્ર ડૉ. બટુકરામ અને ડૉ. સુમન્ત મહેતા એ પણ સૂરતના. ડૉ. સુમન્ત મહેતા અને એમનાં પત્ની શારદાબેન મહેતા હવે ધીમેધીમે અમદાવાદના વતની ગનતાં જાય છે. વડોદરાના જાણીતા પ્રોફેસર અ. ક. ત્રિવેદી પણ સૂરતના છે.

વળી ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં નિષ્ણાત પિતાપુત્ર રા. બ. પંડ્યા તથા સોલિસિટર મનુભાઈ અને રા. બ. દીવાનજી પણ સૂરતના. તેમજ રીટાયર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અને કોલ્હાપુરમાં પ્રિન્સિપલ કૃષ્ણલાલ વકીલ તથા ઇંડિયન મરચન્ટસ ચેમ્બરના કાર્યકર્તા જયસુખલાલ મહેતા અને

સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપનીના સંચાલક મનસુખલાલ માસ્તર એ બધા સૂરતના વતનીઓ છે.

આ પ્રમાણે બીજા પણ ઘણા બુદ્ધિમાન સૂરતીઓએ મુંબઈ હાઈકોર્ટમાં ઓરિજિનલ અને એપેલેટ બંને બાજુએ એડવોકેટ તરીકે નામના મેળવી છે. વળી સોલિસિટરોમાં તો મોટે ભાગે હજુ આજે પણ સૂરતીઓ છે. અગાઉ સૂરતી સોલિસિટરોનું પ્રમાણ આજથી પણ વિશેષ હતું.

ઉપરાંત મુંબઈના શેરબજાર, રૂબજાર, સોનાચાંદી બજાર અને અન્ય વેપારી ક્ષેત્રોમાં તેમજ જુદીજુદી વીમા કંપનીઓમાં સૂરતના રહેવાસીઓ આગળ તરી આવે છે. મુંબઈ અને સૂરત પાસેપાસે હોવાથી જવા આવવાની બહુ સગવડ છે અને મુંબઈની નજદીક એક બાજુ પુના અને બીજી બાજુ સૂરત એ બે મોટાં શહેરો આવેલાં છે પરંતુ પુના કેળવણીનું ક્ષેત્ર છે અને સૂરત વેપારનું ક્ષેત્ર છે એટલે સૂરત મુંબઈ વચ્ચે વેપારવિષયક સંબંધ સ્વાભાવિક રીતે ઘણો છે અને તેથી સૂરતના તેમજ મુંબઈના ઘણા વેપારીઓનો એક પગ સૂરતમાં ને બીજો મુંબઈમાં હોય છે !

ઉપર જણાવ્યા તે સિવાય બીજા પણ ઘણા આગળ પડતા સૂરતીઓએ બહારગામમાં સૂરતનું નામ ઉજ્જવળ બનાવ્યું છે. પરંતુ મેં અગાઉ કહ્યું તેમ એમાંના કેટલા સૂરતી છે તે હું જાણતો ન હોવાથી અને કેટલાંક નામો મને અત્યારે

યાદ ન આવવાથી હું બધાં નામો ગણાવી શકતો નથી ને તેથી મારી યાદી અપૂર્ણ છે એનો મને ખ્યાલ છે.

છતાં હું સામાન્ય એટલું કહી શકું છું કે સૂરતના પારસીઓએ પણ સરકારી અમલદારો તરીકે તેમજ હાઇ-કોર્ટના બૅરિસ્ટરો, ઍડવોકેટો તથા સોલિસિટરો તરીકે મોટી કીર્તિ મેળવી છે. એક વખત એવો હતો કે સરકારી ઓદ્ધે-દારો તરીકે તથા તાર, ટપાલ અને રેલ્વે ખાતામાં સૂરતના પારસીઓ મુંબઈ ઇલાકામાં મોટા પ્રમાણમાં નજરે પડતા હતા. સૂરતના કેટલાક પારસીઓ સિવિલિયનો પણ થયા છે. દેશી રાજ્યોમાં પણ પારસીઓએ મોટીમોટી જગાઓ શોભાવી છે. પણ એટલા બધા પારસીઓએ સૂરતમાંથી ખસી જઈ મુંબઈને પોતાનું વતન બનાવ્યું છે કે એમાંથી સૂરતના કોણ અને ઘણો વખત થયાં મુંબઈને કોણે પોતાનું વતન બનાવ્યું છે એ ચોક્કસ કહેવું મુશ્કેલ થઈ પડે છે. આથીજ નામો પણ ગણાવી શકાતાં નથી.

તેજ પ્રમાણે સૂરતના શિયા દાઉદી વહોરાઓ અને બીજા સુન્ની મુસલમાનોએ એકલા હિંદમાંજ નહિ પણ રંગૂન, સિંગાપુર, બૅન્કૉક, એડન તેમજ દક્ષિણ આફ્રિકામાં વેપાર-ધંધો કરી કરોડો રૂપિયા મેળવ્યા છે અને ઘણાએ પોતાની મોટી મિલકતો પોતપોતાના વેપારના સ્થળોમાં વસાવી છે. વહોરાઓમાંથી ચીનીવાળા ને લાસીવાળા તથા મરકતીવાળા અને એવાં બીજાં વેપારી કુટુંબો પ્રખ્યાત થયલાં છે. તેમજ

સુન્ની મુસલમાનોમાં પણ વેપારીકુટુંબો જે જુદીજુદી અટકો ધરાવે છે જેમકે-સિંગાપુરી, રંગૂની, નાટાલી-તે પરથી પણ તેતે કુટુંબોએ કયે ઠેકાણે પોતાનો ધંધો ધીકતો બનાવ્યો તે જાણી શકાય છે. આમ આવાં ઘણાં હોરા મુસલમાન વેપારી-કુટુંબોએ હિંદ બહાર પણ સૂરતનું અને પોતાનું નામ મશહૂર બનાવ્યું છે.

ખરવરવાળા, વખારિયા તથા ચેવલીવાળા જેવાં કેટલાંક સૂરતનાં હિંદુ કુટુંબોએ પણ હિંદુસ્તાનની અંદર તથા બહાર ખાસ કરી રંગૂનમાં પોતપોતાનો ધંધો ધમધોકાર રીતે ચલાવ્યો છે.

ઉપરાંત મુંબઈ ઇલાકામાં તેમજ વડોદરા રાજ્ય તથા કાઠિયાવાડ અને અન્ય દેશી રાજ્યોમાં સૂરતના દીવાનો, મુતસદ્દીઓ, પ્રોફેસરો, હેડમાસ્તરો તથા શિક્ષકો અને બીજા નાનામોટા અધિકારીઓ ઘણા થઈ ગયા છે અને આજે પણ નજરે પડે છે. સૂરતે હાલની પશ્ચિમની કેળવણી લેવામાં પહેલ કરી આથી સર્વ સ્થળે અંગ્રેજી જાણનાર સૂરતીઓનો આજના જમાનામાં પહેલો ખપ પડયો. પોતાના સાફ હૃદય, ઉદારતા, બુદ્ધિના ગુણો તથા આનંદી સ્વભાવને લીધે સૂરતી-ઓ જ્યાં ગયા ત્યાં લોકોમાં પ્રિય થઈ પડયા. સૂરત શહેરમાં પણ આજે અનેક નામાંકિત માણસો સરકાર તેમજ પ્રજાની સેવા જુદાજુદા ક્ષેત્રોમાં કરી રહ્યા છે. આ બધા સજ્જનોનાં નામો અહીં ગણાવી શકાય એમ નથી પણ તેથી કંઈ તેમની સેવા ઊતરતી છે એમ નથી.

વળી સૂરતની સ્ત્રીઓએ પણ શહેર બહાર તથા શહેરની અંદર યથાશક્તિ સેવા કરી છે. સૌ. હંસાબહેન મહેતા

સૌ. જયશ્રી રાયજી, શ્રીમતી કપિલા ખાંડવાળા, શ્રીમતી નાની-બહેન (શિવગૌરી) ગજ્જર, શ્રીમતી જ્યોત્સ્ના શુકલ તેમજ અન્ય બહેનોએ સૂરત શહેરની સ્ત્રીઓની કાર્યશક્તિ કેટલી છે તેનું પણ દિગ્દર્શન બહાર કરાવ્યું છે.

આ બધુ છે છતાં હજુ સૂરત, મુંબઈ તથા અમદાવાદની સરખામણીમાં પાછળ પડી ગયું છે. દોઢસો વર્ષ પરની એની મહત્તા એણે ગુમાવી દીધી છે. કેળવણીની મોટીમોટી સંસ્થાઓ પણ એની આજુબાજુ આવેલાં મુંબઈ, પૂના કે અમદાવાદના પ્રમાણમાં સૂરતમાં થોડી તેમજ નાની છે. એનો વેપારઉદ્યોગ પણ મુંબઈ અને અમદાવાદ આગળ કંઈ વિસાતમાં નથી. એ બે શહેરોમાં મોટીમોટી મિલો ચાલે છે ને સૂરતની આસપાસ ઘણો કપાસ થાય છે ને રૂ તૈયાર થાય છે તોપણ સૂરતમાં મિલઉદ્યોગ ખીલતો નથી! હજુ મુંબઈ અને અમદાવાદના માણસો સૂરતને પ્રમમોત્કાર કાર્યનું ક્ષેત્ર નથી ગણતા પરંતુ કાર્ય કર્યા પછીના આરામ માટેનું સ્થાન ગણે છે! તેથી આજે જ્યારે મુંબઈની વસ્તી લગભગ અઢાર લાખ માણસની છે અને અમદાવાદની પાંચાૂઠ લાખની, ત્યારે સૂરતની માંડ પોણાબે લાખની છે!

આમ જેમની શક્તિઓ ઘણી દિશામાં સિદ્ધ થઈ ગઈ છે એવા સૂરતના અનેક સમર્થ રહેવાસીઓ સૂરત બહાર પોતાનું ભાગ્ય અજમાવવા ગયા છે એટલેજ ૧૭મી અને ૧૮મી સદીમાં સૂરત ઊંચી કક્ષાએ હતું ત્યાંથી ૧૯મી સદીની અધોગતિએ પહોંચ્યું ને હજુ લગભગ પડેલું છે અને તેનો જોઈએ તે પ્રકારે તેમજ જોઈએ તેટલો પુનરુદ્ધાર થતો નથી.

આથી મહાપુરુષ નર્મદે જે આજથી સાઠ સિત્તેર વર્ષ પર લખ્યું હતું તે હજુ પણ ઘણે અંશે સૂરતને લાગુ પડે છેઃ

'આ તે શા તુજ હાલ, ' સુરત સુનાની મૂરત;'
બની ગયા બેહાલ, સુરત તુજ રડતી સૂરત.'

જે પ્રમાણે પોતાને જન્મ આપનાર માતા દેવકીને મથુરાના કારાગૃહમાં રહેવા દઈ શ્રીકૃષ્ણ ભગવાન જેવા અતિ સમર્થ મહાપુરુષ પોતાનું જીવનકાર્ય પાર પાડવા ગોકુળ વૃંદાવન ચાલ્યા ગયા હતા તે મુજબ પોતાના બાપદાદાને તથા પોતાને જન્મ આપનાર માતૃભૂમિ સૂરતને તજી અનેક સમર્થ પુરુષો પોતપોતાનું જીવનધ્યેય સિદ્ધ કરવા લાંબા કાળ થયાં બીજા શહેરોમાં સતત જઈ રહ્યા છે! પરંતુ આપણે આશા રાખીએ કે જે પ્રમાણે પોતે શક્તિમાન બનતાં તરતજ કૃષ્ણ ભગવાને દેવકી માતાનો જેલમાંથી ઉદ્ધાર કર્યો હતો અને પોતાનાં માતાપિતાની સ્થિતિ સુધારી હતી તેમ આ બહારગામ રહેનારા સૂરતીઓ પણ પોતાની જન્મભૂમિ સૂરતનો અને સૂરતી પ્રજાનો ઉદ્ધાર કરશે.

આ આશા રાખવી વધારે પડતી નથી કેમકે સુરત બહાર પુષ્કળ ધન મેળવી તે પૈસાથી સુરતની સંસ્થાઓને અને એ મુજબ સૂરતી લોકોને સંગીન મદદ કરનાર ઘણા સમર્થ પુરુષો પાકયા છે. એ, નામો ઉપર છૂટકછૂટક ગણાવવામાં આવ્યાં છે.

અહીં સૂરતની વ્યક્તિઓ વિષેનું મારું ટૂંક વિવેચન હું પૂરું કરું છું.

આવું અમારું સૂરત—મલીક ગોપીએ વસાવેલું, તાપી કિનારે હોવાથી બંદર ગણાયલું, ખુદાવંદખાને ભવ્ય કિલ્લાથી સુરક્ષિત કરેલું, ગોપીતળાવ અને *મુગલસરાઈ તેમજ મીર-બક્ષીના રોજાથી સુંદર તથા કળામય બનેલું, ઈસ્ટ ઇંડિયા કંપનીની કોઠી, શિવાજીની અવારનવાર લૂંટ, શયોબા સાથેના

* મ્યુનિસિપાલિટીનું હાલનું મકાન.

બરહાનપુરી ભાગળથી કણપીઠને રસ્તે ચિત્તરંજન સાથે ગયાં. ઠેકઠેકાણે વેપારીઓ વહીપૂજન કરતા હતા, બ્રાહ્મણો પૂજન કરાવતા હતા અને દુકાનેદુકાને ચાપાણી થતાં હતાં તેમજ સોપારી તથા પતાસાં વહેંચાતાં હતાં. ઘણે સ્થળે કોડી-કોડિયાં ફટાકા પણ ખૂબ પ્રમાણમાં ફોડવામાં આવતાં હતાં.

દુકાનેદુકાને અને મહોલ્લેમહોલ્લે ઝાકઝમાળ રોશની થઈ રહી હતી અને બધે આનંદ આનંદ છવાઈ રહ્યો હતો. રોશનીને લીધે કાપડિયાઓની દુકાને કાપડ વધારે ઊજળું દેખાતું હતું અને કંસારાઓને ત્યાંનાં પિત્તળનાં વાસણો સોનાનાં વાસણો જેવાં લાગતાં હતાં અને ઍલ્યુમિનિયમનાં વાસણો તથા કલાઈનાં ચૂંચળાંઓ ચાંદી જેવાં દેખાતાં હતાં !

કલાકેક સુધી ફરી આ બધું જોઈ લઈ સર્વે ખુશ થતાં થતાં પાછાં ઘેર આવ્યાં.

ચારપાંચ દિવસ સૂરતમાં ગાળ્યા તેમાં ખૂબ આનંદ કર્યો ને ઘણું જાણ્યું તથા અનુભવ્યું એમ સહૃદયતાથી તથા પ્રસન્નચિત્તે ચિત્તરંજન તથા તેના કુટુંબીઓ આગળ સ્વીકાર કરી બિહારીલાલ સકુટુંબ અમદાવાદ તરફ વિદાય થયા. સૂરતમાં એટલી મોજ કરેલી કે રસિક અને શાંતાને સૂરત છોડવું ગમ્યું નહિ. સૂરત જોયાનો બહુ આનંદ થતો હતો પરંતુ તેથીજ સૂરત છોડતાં ઘણો શોક થતો હતો ! આમ શોક તથા આનંદની સંમિશ્રિત લાગણીથી સર્વે મહેમાનોએ સૂરત છોડયું.

# શ્રી સયાજી બાલજ્ઞાનમાલા

## ભૌગોલિક વર્ણન

૧ (૧) ગિરનારનું ગૌરવ. જ. પુ. જોષીપુરા, એમ. એ. (૧૯૧૯–૧૯૨૨) ૦–૬–૦

૨ (૬) પાટણ સિદ્ધપુરનો પ્રવાસ. રામલાલ ચુનીલાલ મોદી (૧૯૧૯–૧૯૨૨) ૦–૬–૦

૩ (૭) પાવાગઢ. રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ. (૧૯૨૦–૧૯૨૨) ૦–૬–૦

૪ (૨૧) સુરત. ભાનુસુખરામ વિ. મહેતા (૧૯૨૧) ૦–૬–૦

૫ (૨૭) વડોદરાનો વૈભવ. જગજીવનદાસ દ. મોદી (૧૯૨૩) ૦–૬–૦

૬ (૩૬) બૌદ્ધ ગુફાઓ. પ્રો. છોટાલાલ, એમ એ. (૧૯૨૩) ૦–૬–૦

૭ (૩૭) મહાબળેશ્વર. શ્રીકાંત મુકુંદરામ મહેતા, બી. એ. (૧૯૨૩) ૦–૬–૦

૮ (૧૧૪) હલિચપુર. ય. ખુ. દેશપાંડે, એમ. એ. (૧૯૩૩) (મરાઠી) (સચિત્ર) ૦–૬–૦

૯ (૧૨૬) સિદ્ધપુર. ચીમનલાલ મગનલાલ ડાક્ટર, એમ. એ. એલએલ. બી. (૧૯૩૫) (સચિત્ર) ૦–૬–૦

૧૦ (૧૨૮) મોઢેરા. મણિલાલ મૂળચંદ મિસ્ત્રી (૧૯૩૫) (સચિત્ર) ૦–૬–૦

